અર્હમ્

# આર્હત જીવન જ્યોતિ

## [ પાંચમી કિરણાવલી ]

( ૫ )

સચિત્ર

---

પ્રયોજક અને સંપાદક

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ.

---

ઉત્પાદક

બાબુ જીવનલાલ પનાલાલ જે. પી.

પ્રકાશક

ભગવાનલાલ પનાલાલ

તથા

મોહનલાલ પનાલાલ

---

ઈ. સ. ૧૯૩૭ વીર સંવત ૨૪૬૩ વિ. સ. ૧૯૯૩

---

પ્રથમ આવૃત્તિ] મૂલ્ય રૂા ૦-૮-૬. [પ્રતિ ૨૦૦૦

# પિતૃ-સ્મૃતિ

અમો કદી પણ વિસરી નહિ શકીએ એવા અનેક ઉપકારો
જેમણે અમારા ઉપર કર્યા છે તે અમારા સ્વર્ગસ્થ
**પૂજ્ય માતાપિતાના સ્મરણચિહ્ન**
તરીકે અમારા સ્વર્ગસ્થ પૂજ્ય વડિલ બધુ
**બાબુ જીવનલાલ પનાલાલે**

**આર્હત જીવન જ્યોતિ**

પ્રસિદ્ધ કરવાની શરૂઆત કરી અને તેની ચાર કિરણાવલીઓ
પ્રસિદ્ધ થઇ એટલામા એમનો દેહવિલય થયો. એમનુ બાકી
રહેલુ કાર્ય પૂરુ થાય તો સારૂ એમ અમને લાગવાથી
તેની શરૂઆત તરીકે અમે આ પાચમી કિરણાવલી
પ્રસિદ્ધ કરીએ છીએ અને એ પ્રસંગે અમોને
અમારાં સ્વર્ગસ્થ પૂજ્ય માતાપિતાના
તેમજ અમારા વડીલ બધુના
અનેકવિધ ઉપકારોનુ
સ્મરણ થાય છે.

જીવનવિલા, મલબાર હિલ,
મુબઇ
ફાલ્ગુન કૃષ્ણ ચતુર્થી
વિ સં ૧૯૯૩

ભગવાનલાલ પનાલાલ
તથા
મોહનલાલ પનાલાલ

# આમુખ

ગુજરાતી અક્ષરજ્ઞાન ધરાવતા વિદ્યાર્થીઓથી શરૂ કરી ઉત્તરોત્તર ચઢિયાતી કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવી અગ્યાર કિરણાવલીઓ તૈયાર કરી આપવાનુ કામ અમારા પૂજ્ય વડિલ બધુ સ્વ બાબુ **જીવનલાલ પનાલાલજીએ** પ્રો **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ્ એ મહાશયને સોંપ્યુ હતુ , આ કિરણાવલીઓ પૈકી પહેલી ચાર કિરણાવલીઓ અમારા વડિલ બધુએ પ્રસિદ્ધ કરી છે આજે આ પાચમી કિરણાવલીના પ્રકાશનસમયે તેઓ હૈયાત નહિ હોવાથી અમને પારાવાર ખેદ થાય છે તેમજ સાથે સાથે એમણે આદરેલુ કાર્ય અમે ચાલુ રાખી શકયા છીએ તે બદલ અમને આનદ પણ થાય છે

પહેલી ચાર કિરણાવલીની જેમ પ્રસ્તુત કિરણાવલી પણ અમોએ યોગ્ય સુધારા વધારા તથા સૂચના માટે જુદા જુદા સાક્ષરો ઉપર મોકલાવી હતી જે સાક્ષરોએ અમોને આ કિરણાવલી જોઇ આપી છે એ બધાનો અમે અહીં આભાર માનીએ છીએ અને ભવિષ્યમા પ્રસિદ્ધ થનાર કિરણાવલીઓમા પણ પોતાનો સક્રિય સહકાર અમને આપવા અમો તેમને વિનતિ કરીએ છીએ

આ પાચમી કિરણાવલી માટેના ચિત્રો શ્રીયુત **અરવિંદે** તેમજ શ્રીયુત **હરિશ્ચદ્રે** દોરેલ છે

પહેલી ત્રણ કિરણાવલીઓની જેમ ચોથી કિરણાવલી પ્રસિદ્ધ થયા બાદ અમોએ તેની નકલો અભિપ્રાય તેમજ સૂચન માટે જુદા જુદા મુનિવરો, વિવિધ પાઠશાળાઓના સચાલકો તથા અન્ય જૈન તેમજ અજૈન સજ્જનો ઉપર મોકલાવી હતી આમાથી જેઓએ અમને પોતાનો અભિપ્રાય મોકલેલો છે તેઓનો અમે અહીં આભાર માનીએ છીએ સાથે સાથે જે પત્રકારોએ ચોથી કિરણાવલીની સમાલોચના પોતાના પત્રમા પ્રસિદ્ધ કરી છે એ પત્રકારોનો પણ અમે અહીં આભાર માનીએ છીએ

હાલમા પહેલી, બીજી, ત્રીજી અને ચોથી કિરણાવલી અહીંની બાબુ **પનાલાલ પી. જૈન હાઇસ્કૂલમા** ધાર્મિક અભ્યાસના પાઠ્યપુસ્તક તરીકે શીખવવામા આવે છે વળી કેટલીક પાઠશાળાઓમા પણ આ કિરણાવલીઓને સ્થાન આપવામા આવ્યુ છે અને ઇનામ તરીકે પણ આનો ઉપયોગ કરાય છે

આ પાચમી કિરણાવલીમા ન્યૂનતા જણાય તો તે સૂચવવા તજ્જ્ઞોને અમારી ખાસ વિનતિ છે જેથી બીજી આવૃત્તિમા તે તરફ બનતુ લક્ષ્ય આપી શકાય

યોજક મહાશયે **આર્હત જીવન જ્યોતિને** ઉદ્દેશીને તૈયાર કરેલી એક વિસ્તૃત પ્રસ્તાવના, અમારા વડીલ બધુનુ વક્તવ્ય તેમજ અભિપ્રાયો હવે પછી એક સ્વતત્ર પુસ્તકરૂપે બહાર પાડવા અમારી ઇચ્છા છે

જીવનવિલા, મલબાર હિલ,
મુબઇ.
તા ૫-૪-૩૭

**ભગવાનલાલ પનાલાલ**
તથા
**મોહનલાલ પનાલાલ**

# વિષયાનુક્રમ

# આમુખ

ગુજરાતી અક્ષરજ્ઞાન ધરાવતા વિદ્યાર્થીઓથી શરૂ કરી ઉત્તરોત્તર ચઢિયાતી કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવી અગ્યાર કિરણાવલીઓ તૈયાર કરી આપવાનુ કામ અમારા પૂજ્ય વડિલ બધુ સ્વ બાબુ **જીવનલાલ પનાલાલજી**એ પ્રો **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ. એ મહાશયને સોપ્યુ હતુ આ કિરણાવલીઓ પૈકી પહેલી ચાર કિરણાવલીઓ અમારા વડિલ બધુએ પ્રસિદ્ધ કરી છે આજે આ પાચમી કિરણાવલીના પ્રકાશનસમયે તેઓ હેયાત નહિ હોવાથી અમને પારાવાર ખેદ થાય છે તેમજ સાથે સાથે એમણે આદરેલુ કાર્ય અમે ચાલુ રાખી શકયા છીએ તે બદલ અમને આનદ પણ થાય છે

પહેલી ચાર કિરણાવલીની જેમ પ્રસ્તુત કિરણાવલી પણ અમોએ યોગ્ય સુધારા વધારા તથા સૂચના માટે જુદા જુદા સાક્ષરો ઉપર મોકલાવી હતી જે સાક્ષરોએ અમોને આ કિરણાવલી જોઇ આપી છે એ બધાનો અમે અહીં આભાર માનીએ છીએ અને ભવિષ્યમા પ્રસિદ્ધ થનાર કિરણાવલીઓમા પણ પોતાનો સક્રિય સહકાર અમને આપવા અમો તેમને વિનતિ કરીએ છીએ

આ પાચમી કિરણાવલી માટેના ચિત્રો શ્રીયુત **અરવિંદે** તેમજ શ્રીયુત હરિશ્ચદ્રે દોરેલ છે

પહેલી ત્રણ કિરણાવલીઓની જેમ ચોથી કિરણાવલી પ્રસિદ્ધ થયા બાદ અમોએ તેની નકલો અભિપ્રાય તેમજ સૂચન માટે જુદા જુદા મુનિવરો, વિવિધ પાઠશાળાઓના સચાલકો તથા અન્ય જૈન તેમજ અજૈન સજ્જનો ઉપર મોકલાવી હતી આમાથી જેઓએ અમને પોતાનો અભિપ્રાય મોકલેલો છે તેઓનો અમે અહીં આભાર માનીએ છીએ સાથે સાથે જે પત્રકારોએ ચોથી કિરણાવલીની સમાલોચના પોતાના પત્રમા પ્રસિદ્ધ કરી છે એ પત્રકારોનો પણ અમે અહીં આભાર માનીએ છીએ

હાલમા પહેલી, બીજી, ત્રીજી અને ચોથી કિરણાવલી અહીંની બાબુ **પનાલાલ પી. જૈન** હાઇસ્કૂલમા ધાર્મિક અભ્યાસના પાઠ્યપુસ્તક તરીકે શીખવવામા આવે છે વળી કેટલીક પાઠશાળાઓમા પણ આ કિરણાવલીઓને સ્થાન આપવામા આવ્યુ છે અને ઇનામ તરીકે પણ આનો ઉપયોગ કરાય છે

આ પાચમી કિરણાવલીમા ન્યૂનતા જણાય તો તે સૂચવવા તજ્જ્ઞોને અમારી ખાસ વિનતિ છે જેથી બીજી આવૃત્તિમા તે તરફ બનતું લક્ષ્ય આપી શકાય

યોજક મહાશયે **આર્હત જીવન જ્યોતિ**ને ઉદ્દેશીને તૈયાર કરેલી એક વિસ્તૃત પ્રસ્તાવના, અમારા વડીલ બધુનુ વક્તવ્ય તેમજ અભિપ્રાયો હવે પછી એક સ્વતત્ર પુસ્તકરૂપે બહાર પાડવા અમારી ઇચ્છા છે

જીવનનિવાસ, મલબાર હિલ,
મુબઇ.
તા ૫-૪-૩૭

ભગવાનલાલ પનાલાલ
તથા
મોહનલાલ પનાલાલ

# પરિશિષ્ટ

# અનુક્રમણિકા

## પરિશિષ્ટ

# અશુદ્ધિશોધન

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૨ | ૧૫ | नैर्ऋत्य | नैर्ऋत्य |
| | ૧૬ | नैर्ऋतये | नैर्ऋतये |
| ૧૫ | ૨૭ | ભિકખનજીએ | ભિક્ખનજીએ |
| ૨૯ | ૧૪ | જીવ | એ જીવ |
| ૩૦ | ૬ | એના નામ | એ આઠ વર્ગના નામ |
| ૪૩ | ૫ | ઘોડી | એક ઘોડી |
| ૪૬ | ૧૭ | તેમની | એમની |
| ૮૨ | ૨ | उक्कोसय | उक्कोसय |
| ૮૮ | ૮ | પ્રદીપ, (સમાન) | પ્રદીપ (સમાન), |

# કિરણ ૧ લુ. આઠ મગળ



તમે આ ચિત્ર તરફ નજર કરો એમા એકદર આઠ ખાના પાડેલા છે એ દરેક ખાનામા એકેક આકૃતિ છે અમુક આકૃતિનુ નામ ત્રિકોણ, અમુકનુ ચોરસ, અમુકનુ ગોળ એ પ્રમાણે જેમ કેટલીક આકૃતિઓના નામ છે તેમ અહીં મથાળે આપેલી આઠે આકૃતિઓના પણ નામ છે એ નામ અનુક્રમે નીચે મુજબ છે —

(૧) સ્વસ્તિક, (૨) શ્રીવત્સ, (૩) નદ્યાવર્ત, (૪) વર્ધમાનક, (૫) ભદ્રાસન, (૬) કલશ, (૭) મીનયુગલ અને (૮) દર્પણ

આમાની કેટલીક આકૃતિઓના આ ઉપરાત બીજા પણ નામ છે એથી બીજી આકૃતિને શ્રીવૃત્ત, ત્રીજીને નદાવર્ત, ચોથીને શરાવસપુટ, છઠ્ઠીને પૂર્ણ કલશ તેમજ કુંભ અને સાતમીને મત્સ્યયુગલ એ નામથી પણ ઓળખાવાય છે

આ બધા સસ્કૃત નામ છે ગુજરાતી ભાષામા સસ્કૃત શબ્દો પણ વપરાય છે એટલે આપણે આ નામો બોલીએ છીએ વળી આપણે સ્વસ્તિકને માટે 'સાથિયો' શબ્દ પણ વાપરીએ છીએ

ચોથા ખાનામા આપેલી વર્ધમાનકની આકૃતિ, એક ચત્તા કોડિયા ઉપર ઊંધુ કોડિયુ મૂકવાથી બનતા દાબડાના જેવી હોવાથી એને 'શરાવસપુટ' કહેવામા આવે છે, કેમકે શરાવનો અર્થ 'માટીનુ કોડિયુ' એવો થાય છે, અને સપુટનો અર્થ 'દાબડો' થાય છે

છઠ્ઠા ખાનામા જે કલશની આકૃતિ આપેલી છે તે કલશનો અર્થ 'એક જાતનો ઘડો' એમ કરવાનો છે

સાતમા ખાનામા એક માછલા જેવા આકારની પાસે બીજો એવો આકાર કાઢેલો છે આમ બે આકારો કાઢી એક આકૃતિ બનાવેલી છે એ આકૃતિમા બે માછલા જેવો આકાર હોવાથી એ આકૃતિને 'મીનયુગલ' કહેવામા આવે છે

આ કિરણને મથાળે આપેલી આઠે આકૃતિઓ શુભ ગણાય છે આથી આ દરેક આકૃતિને 'મગળ' કહેવામા આવે છે આ પ્રમાણે મગળો આઠ છે

અસલના વખતમા શ્રાવકો અને શ્રાવિકાઓ પ્રભુની પ્રતિમાની સામે ચોખા વડે આઠ મગળ આલેખતા હતા એને બદલે અત્યારે તો તેઓ મોટે ભાગે મદિરમા જે આઠ મગળનુ લાકડાનુ પાટિયુ હોય છે તેમા ચોખા ભરી આઠ મગળ આલેખે છે વળી ત્યા જે આઠ મગળની ધાતુની પાટલી હોય છે તેની તેઓ પૂજા પણ કરે છે

સત્તરપ્રકારી પૂજા, લઘુ સ્નાન, વૃદ્ધ સ્નાત્ર, પ્રતિષ્ઠામહોત્સવ અને એવા બીજા પ્રસગે ચાદીમા કે લાકડામા કોતરેલા આઠ મગળોનો ઉપયોગ કરાય છે

શ્રીઋષભસ્વામીના જન્માભિષેક વેળા ઇન્દ્રે આઠ મગળો આલેખ્યા હતા ભરત ચક્રવર્તીએ ચક્ર રત્નની સામે આઠ મગળો આલેખ્યા હતા સૌધર્મ વગેરે દેવલોકમા દેવો પ્રભુની પૂજા કરતી વેળા આઠ મગળો આલેખે છે શ્રેણિક રાજા રોજ નવા નવા બનાવાતા સોનાના જવ વડે આઠ મગળો આલેખતા હતા

ઉપર પ્રમાણે શાસ્ત્રમા ઉલ્લેખો છે એ ઉપરથી જણાશે કે આઠ મગળો આલેખવાની પ્રથા પ્રાચીન છે

કોણિક રાજા સામૈયુ કાઢીને શ્રીમહાવીરસ્વામીને વદન કરવા ગયા ત્યારે એ સામૈયામા આઠ મગળો અનુક્રમે એક પછી એક આગળ ચાલતા હતા સૌથી આગળ સ્વસ્તિકરૂપ મગળ હતુ વળી જમાલિ અને મહાબલ એ બે રાજકુમારોના દીક્ષાના વરઘોડામા પણ એમની આગળ આઠ મગળો ચાલતા હતા

મદિરે લઇ જવા માટે વપરાતી ચાદીની દાબડીઓ ઉપર તેમજ સુખડની પેટી ઉપર કેટલાક આઠ મગળો કોતરાવે છે આપણા મુનિવરો જે પોથી રાખે છે તેમની પાટલી ઉપર પણ કેટલીક વાર આઠ મગળો રેશમથી ભરેલા હોય છે કેટલાક મુનિવરોના ઓઘાના પાટા પર પણ આઠ મગળો ભરેલા હોય છે કોઇ કોઇ મદિરના બારસાખમાના ઉપરના ભાગમા કે ત્યા આગળ લટકાવેલા તોરણમા

આઠ મગળો કોતરેલા હોય છે વળી કોઇ કોઇ તોરણમા આઠ મગળો ઝીકચળકથી પણ ભરેલા હોય છે કેટલીક વાર રેશમથી ભરેલા આઠ મગળો સાચા મોતીથી પણ આલેખાયેલા જોવાય છે

આ પ્રમાણે જે આઠ મગળોનો ખૂબ પ્રચાર છે તેમાના કેટલાક નીચે મુજબ પણ આલેખાયેલા જોવાય છે—



૧,૮,૧૩ અને ૧૮ અકવાળી આકૃતિઓ કલશ, ૨,૫,૭,૧૨,૧૫ અને ૧૯ અકવાળી આકૃતિઓ શ્રીવત્સ, ૩,૯,૧૧,૧૪ અને ૧૭ અકવાળી આકૃતિઓ વર્ધમાનક, ૪ અકવાળી આકૃતિ દર્પણ, ૬ અને ૧૦ અકવાળી આકૃતિઓ ભદ્રાસન, ૧૬ અકવાળી આકૃતિ નદ્યાવર્ત અને ૨૦ અકવાળી આકૃતિ સ્વસ્તિક છે

## કિરણ ૭ મું. આહાર અને તેના ચાર પ્રકારો

ભૂખતરસ મટાડવાની ઇચ્છાથી જે ચીજો ખાવાપીવાના કામમા લેવામા આવે તે ચીજો 'આહાર' કહેવાય છે વળી એ ચીજોના સ્વાદ વગેરેમા ફેરફાર કરનારી ચીજ પણ જો ખાવાપીવામા વપરાય તો તે પણ 'આહાર' કહેવાય છે આ ઉપરાંત મુખવાસ પણ 'આહાર' કહેવાય છે

આ ઉપરથી સમજાશે કે આહારમા જુદી જુદી ચીજોનો સમાવેશ થાય છે એ ચીજોના સ્વરૂપનો વિચાર કરતા આહારના (૧) અશન, (૨) પાન, (૩) ખાદિમ અને (૪) સ્વાદિમ એમ ચાર પ્રકારો પાડવામા આવેલા છે

અશન—બધી જાતના અનાજ, શાક, પકવાન, દૂધ, દહીં, છાશ, ઘી વગેરે ભોજનની વસ્તુઓ 'અશન' કહેવાય છે

પાન—જળ, જવનુ પાણી તેમજ એવી બીજી પીવાની ચીજો 'પાન' કહેવાય છે

ખાદિમ—જે વસ્તુઓ અશન ન ગણાતી હોય અને જે ખાવાથી પૂરેપૂરી ભૂખ ન ભાગે, પરતુ ચોક્કસ સતોષ થાય તે 'ખાદિમ' કહેવાય છે જેમકે ધાણી, ચણા વગેરે શેકેલુ અનાજ, લીલા અને સુકા ફળ વગેરે

સ્વાદિમ—મોઢુ સ્વાદિષ્ટ કરવા માટે જે ચીજો ખાવામા આવે તે 'સ્વાદિમ' કહેવાય છે જેમકે પાન, સોપારી, વરિયાળી, એલચી, લવગ, તજ વગેરે

નીચેની ચીજોનો કયા પ્રકારના આહારમા સમાવેશ થાય છે તે લખો—

પીપર, પાપડ, તુરિયા, દાળિયા, સુંઠ, લાડુ,
મરી, બરફી, નારગી, ઘેબર, આછ, ભીંડા,
સતરત, બદામ, મમરા અને વાલની દાળ

| અશન | પાન | ખાદિમ | સ્વાદિમ |
|---|---|---|---|
| | | | |
| | | | |
| | | | |
| | | | |
| | | | |
| | | | |

પેટી
તેમન

## કિરણ ૩ જું. તીર્થો

દરેક જગ્યાના હવાપાણી સરખા હોતા નથી કોઇ કોઇ જગ્યાનાં હવાપાણી ઘણા લાભદાયક હોય છે અને તે વખણાય છે એવે ઠેકાણે માંદા માણસને લઇ જવાથી ઘણી વાર જલદી આરામ થાય છે

આ પ્રમાણે જેમ કેટલાક સ્થળો આપણા શરીર ઉપર અસર કરી શકે છે તેમ કેટલાંક સ્થળો આપણા મન ઉપર પણ અસર કરી શકે છે

મહાત્માઓની જન્મભૂમિ, વિહારભૂમિ, કૈવલ્યભૂમિ તેમજ નિર્વાણભૂમિ તરફ લોકો આદરભાવ રાખે છે આવા સ્થળમા કેટલીક વાર મહાત્માઓના પગલા હોય છે તો કેટલીક વાર સા દહેરી કે મદિર બધાવી તેમા એમની મૂર્તિ સ્થાપવામા આવેલી હોય છે

વળી જે સ્થળમા મહાત્માઓને હાથે સારા સારા કાર્યો થયા હોય તે સ્થળો પણ પવિત્ર ગણાય છે આવી રીતે મહાત્માઓના જીવન સાથે ગાઢો સબધ ધરાવનારાં સ્થળોને 'તીર્થ' તરીકે ઓળખાવાય છે તીર્થનુ વાતાવરણ પવિત્રતાથી ભરપૂર હોય છે, એથી સાં જનારને પવિત્ર જીવન ગાળવાનુ મન થાય છે

તીર્થો દ્વારા અનેક લોકોના જીવનમા પલટો થયો છે અને થાય છે, એથી લોકો વરસમા એક વાર જરુર તીર્થયાત્રાએ જાય છે

દરેક ધર્મવાળાના તીર્થો છે એ પ્રમાણે આપણા પણ તીર્થો છે એમાંના કેટલાંકના નામ નીચે મુજબ છે—

(૧) શત્રુંજય, (૨) કદબગિરિ, (૩) ગિરનાર, (૪) આબુ, (૫) અચળગઢ, (૬) કુભારિયાજી, (૭) સમેતશિખર, (૮) રાજગૃહી, (૯) પાવાપુરી, (૧૦) ભોયણી, (૧૧) શખેશ્વર, (૧૨) પચાસરા, (૧૩) અતરિક્ષજી, (૧૪) તારગા, (૧૫) રાણકપુર, (૧૬) કેસરિયાજી, (૧૭) કરાડા, (૧૮) કાશી, (૧૯) ચદ્રાવતી, (૨૦) સિહપુરી, (૨૧) ભેલુપુર, (૨૨) ભદ્દૈનીજી, (૨૩) આગ્રા, (૨૪) શૌરીપુર, (૨૫) કાનપુર, (૨૬) કાપિલ્યપુર, (૨૭) હસ્તિનાપુર, (૨૮) મક્ષીજી, (૨૯) ફલોધી, (૩૦) ભદ્રેશ્વર અને (૩૧) કુલપાકજી

## કિરણ ૪ થુ જીવિતદાન

એક રાજાને ચાર રાણીઓ હતી એક વિક્રમ રાજા એ ચારે રાણીઓના ઉપર પ્રસન્ન થયો, તેથી એણે એ દરેકને મરજી પડે તે વરદાન માગવા કહ્યુ તે સાભળી બધી રાણીઓએ કહ્યુ કે અમે સમય આવે માગીશુ

એ વાતને કેટલાક દિવસ થયા પછી એક વાર રાજાએ કોઇક ચોરને શૂળીએ ચડાવવાની સજા ફરમાવી શૂળીએ ચડાવવાના દિવસે એને રાજમહેલ આગળથી લઇ જતા હતા તે જોઇને રાણીઓને એના ઉપર દયા ઉપજી સૌથી મોટી રાણીએ રાજા પાસે વરદાન માગ્યુ કે આ ચોરને મારી વતી એક દિવસનુ જીવિત આપો રાજાએ હા પાડી રાણી ચોરને પોતાના મહેલમા લઇ ગઇ, અને તેણે એને બારેબત્રીસી રસોઇ જમાડી, પરતુ આવતી કાલે મારુ મોત છે એ વિચાર એના મનમા રમ્યા કરતો હતો, તેથી એને જમવામા આનદ આવ્યો નહિ

બીજે દિવસે બીજી રાણીએ એ ચોરને એ જ પ્રમાણે એક દિવસ માટે છોડાવ્યો અને સારુ સારુ જમાડીને વસ્ત્ર અને આભૂષણો પણ આપ્યા, પરતુ ચોરને એમા મજા પડી નહિ

ત્રીજે દિવસે ત્રીજી રાણીએ પણ એ ચોરને એક દિવસ માટે છોડાવી એને ખૂબ આનદ મળે એના હેતુથી ગાનતાન વગેરે સભળાવવાની પણ ગોઠવણ કરી, પરતુ ચોરને એમા પણ રસ પડ્યો નહિ

ચોથે દિવસે ચોથી રાણીએ રાજા પાસે એ ચોરની સજા માફ કરાવી તેણે ચોરને બોલાવીને એ વાત કહી પછી તેણે પોતાની દાસીને કહ્યુ કે આને તુ તારી સાથે લઇ જા અને એને જે જોઇએ તે ખાવાપીવા માટે આપ

દાસી ચોરને લઇ ગઇ અને પછી તેણે પૂછ્યુ કે ભાઇ, તારે શુ ખાવુ છે?

ચોર—કોદરાના રોટલા

દાસીએ એ પ્રમાણે બદોબસ્ત કર્યો અને ચોરે એ આનદથી ખાધા, કેમકે શૂળીએ ચડવુ પડશે એવી હવે એને બીક રહી ન હતી

કોણે ચોરને સૌથી વધારે આનદ પમાડ્યો એ બાબતમા ચારે રાણીઓમા મતભેદ પડ્યો એક કહે કે મેં અને બીજી કહે કે મેં આખરે બધી રાણીઓ રાજા પાસે ગઇ અને તેમણે રાજાને ન્યાય આપવા વિનવ્યા એ ઉપરથી રાજાએ ચોરને બોલાવી તેનો અભિપ્રાય પૂછ્યો ચોરે કહ્યુ કે મહારાજ! ત્રણ રાણીઓએ

મને સારુ સારુ ભોજન કરાવ્યુ પણ મરણુની બીક હોવાથી મને એના સ્વાદની કશી ખબર પડી નહિ સૌથી નાની રાણીને ત્યાં મેં કોદરાના રોટલા ખાધા, તો પણ એ મને બહુ મીઠા લાગ્યા, કેમકે જીવિતદાન મળવાથી હુ નિર્ભય બન્યો હતો

રાજાએ ચોરના અભિપ્રાય પ્રમાણેનો ન્યાય આપ્યો એ સાભળી રાણીઓ પોતપોતાને મહેલે ગઇ અને જીવિતદાનને ઉત્તમ દાન માનવા લાગી

---

## કિરણ ૫ મુ. ધનનો સદુપયોગ

તડકા પછી છાયડો અને છાયડા પછી તડકો, દિવસ પછી રાત અને રાત પછી દિવસ, એમ દુનિયામા ફેરફાર થયા કરે છે એક જ જાતની સ્થિતિ સદા ટકી રહેતી નથી આખુ જીવન સુખમા જ પસાર થાય અને દુ ખ જરા યે ન ભોગવવુ પડે એવુ તો ભાગ્યે જ બને

માણસ બધુ સહન કરી શકે પણ ભૂખે પેટ સૂવુ તેને ભારી પડી જાય, વાસ્તે જેઓ અપગ હોય અથવા અશક્ત હોય તેમને માટે સદાવ્રત વગેરેનો પ્રબધ થવો ઘટે વળી બેકાર માણસોને પણ રોટલા મળી રહે તેની રીતે તેમને કામે લગાડવા જોઇએ આ બધામા પૈસાની જરુર છે અને એ માર્ગે પૈસા ખરચાય એ ધનનો સદુપયોગ છે

જ્યા પાણી પૂરુ ન મળતુ હોય અને એ પાણી માટે ખૂબ પૈસા આપવા પડતા હોય ત્યા કૂવા, વાવ વગેરે પાણીના સાધનો પૂરા પાડવામા પૈસા ખરચવા એ પણ ધનનો સદુપયોગ છે

જેઓ પાસે અગ ઢાકવા માટે પૂરતા કપડા ન હોય તેમને તે આપવા એ પણ ધનનો સદુપયોગ છે

શરીરની સભાળ લેવા છતા પણ તે રોજ ઘસાતુ જાય છે અને ઘડપણમા તો લથડી પડુ જાય છે શરીર એ રોગનુ ઘર છે એટલે દરેક જણ આખી જીદગીમા ઓછેવત્તે અશે બિમાર પડે છે અને તેને દવા કરવી પડે છે

જે ગરીબ માણસને પોતાના પેટનો ખાડો પૂરવા જેટલુ અન્ન પણ ન મળતુ હોય કે જેને શરીર ઢાકવાને પૂરા કપડા પણ ન મળતા હોય તેવો માણસ માદો પડે ત્યારે તેની શી દશા? તે દવાના પૈસા ક્યાથી ખરચી શકે? એનો પણ રસ્તો છે જેમ ખારા સમુદ્રમા પણ મીઠા પાણીનુ ઝરણુ મળી આવે છે તેમ આ સસારમા પણ ગરીબની દાઝ જાણનારા ધનિકો મળી આવે છે આવા ધનિકો ઔષધાલય (dispensary) બનાવે છે એથી ગરીબોને તેમજ જેઓ માડમાડ ઘર ચલાવતા હોય તેમને પણ રાહત મળે છે

ઘણી વાર દવા કરતા માવજતથી દરદીને જલદી આરામ થાય છે આવી માવજત કરવા માટે જોઇતા માણસો કે સાધનો બધાને ત્યા હોતા નથી એ કામ રુગ્ણાલય(hospital)મા સારી રીતે થઇ શકે છે વળી કેટલાક રોગો ઉપર

વાઢકાપ( opeiation )ની જરૂર પડે છે એવા રોગથી પીડાતા દરદીની પણ સારસભાળ રુગ્ણાલયમા લઇ શકાય છે આ બધી બાબતોનો વિચાર કરીને, ગરીબ અને સામાન્ય સ્થિતિવાળાને લાભ મળે એના ઇરાદાથી વનિકો રુગ્ણાલય પાછળ પૈસા ખરચે છે

હવાફેર કરવાથી શરીર જલદી સુધરે છે આથી જે સ્થળના હવાપાણી સારા હોય ત્યા વનિકો આરોગ્યભવન (sanatorium) બધાવે છે અને નાદુરસ્ત તબિયતવાળાને ત્યા રહેવા માટે સગવડ કરી આપે છે

ઔષધાલય, રુગ્ણાલય તેમજ આરોગ્યભવન પાછળ પૈસા ખરચવા એ પણ ધનનો સદુપયોગ છે

સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, મદિર, મૂર્તિ અને જ્ઞાન એ સાત ક્ષેત્રો ગણાય છે એ દરેક ક્ષેત્ર ભક્તિ કરવા લાયક છે એથી એને ટકાવવા માટે અને જે વખતે જે ક્ષેત્રને ખાસ મજબૂત કરવાની જરુર હોય તેને મજબૂત કરવા માટે પૈસા ખરચવા એ પણ ધનનો સદુપયોગ છે આનુ કારણ એ છે કે એમ કરવાથી જે લોકો ધર્મને માર્ગે ન ચડ્યા હોય તેમને એ માર્ગે ચડવાની તેમજ જે લોકો એ માર્ગે ચડ્યા હોય તેમને એ માર્ગમા ટકવાની તથા આગળ વધવાની અનુકૂળતા મળે છે, અને તેમ થતા તેમનો આ ભવ તેમજ પરભવ પણ સુધરી જઇ તેમનુ કલ્યાણ થાય છે

આ ઉપરથી સમજાશે કે આ ભવનુ દુખ દૂર થઇ સુખ મળે અને પરભવમાં પણ તેમ થાય તેવા સાધનો પૂરા પાડવામા પૈસા ખરચવા એ ધનનો સારામા સારો સદુપયોગ છે

---

## કિરણ ૬ ઠ્ઠું લઘુ સ્નાત્ર ને વૃદ્ધ સ્નાત્ર

એક ગામમા ખીમચદ નામના કોઇ એક શેઠ રહેતા હતા. એક દહાડો ટપાલી એમને બીજા કાગળોની સાથે લઘુ સ્નાત્રની આમત્રણપત્રિકા આપી ગયો શેઠે એ વાચીને એક બાજુએ મૂકી એટલામા એમના મિત્ર ભાનુશકર એમને મળવા આવ્યા તેમની નજર આમત્રણપત્રિકા ઉપર પડી એથી તેમણે શેઠને પહેલો જ પ્રશ્ન એ કર્યો કે ખીમચદભાઇ! તમારી પાસે આ શુ પડેલુ છે?

ખીમચદ—એ તો આમત્રણપત્રિકા છે

ભાનુ૦—આવી મોટી આમત્રણપત્રિકા મેં કદી જોઇ નથી અમારામા લગ્ન કે યજ્ઞોપવીતની કકોતરી કઢાય છે પણ તે આવડી મોટી હોતી નથી

ખીમચદ—અમારામા પણ લગ્નની કકોતરી તો નાની હોય છે, પણ આ કઇ લગ્નની કકોતરી નથી આ તો અમારી ધાર્મિક ક્રિયાને લગતી આમત્રણ પત્રિકા છે જુઓને ભાનુશકર! અમારા ગામમા શ્રીકુથુનાથજીનુ મદિર છે એમા આવતા અઠવાડિયાથી શાતિસ્નાત્રને અગે અઠ્ઠાઇ મહોત્સવ શરૂ થનાર છે એ આઠ દિવસના મહોત્સવને લગતી આ આમત્રણપત્રિકા છે

ભાનુ૦—એ મહોત્સવ કેવી રીતે ઉજવાશે?

ખીમચદ—પહેલે દિવસે, શાતિસ્નાત્ર કરાવનાર ધણીધણિયાણી સજોડે જળ વડે કુભ ભરશે અને એની અમુક વિધિ કરી એ કુભ રગમડપમા પધરાવશે આ પ્રમાણે કુભસ્થાપના થશે કુભસ્થાપના થયા બાદ એની પાસે તેઓ એક દીવો મૂકશે અને એ અખડ બળતો રાખશે એ પ્રમાણે દીપકસ્થાપના થશે ત્યાર પછી એ દિવસથી દરરોજ આગી રચાશે, જુદી જુદી પૂજા ભણાવાશે અને ભાવના પણ બેસાડાશે

ભાનુ૦—એ કઇ સમજાયુ નહિ

ખીમચદ—પ્રભુની પ્રતિમાને આભૂષણો તેમજ પુષ્પો, બાદલા કે કટોરા વડે સુશોભિત કરવી તે 'આગી રચી' એમ કહેવાય છે એનુ બીજુ નામ 'અગરચના' છે

જુઓ, હવે પૂજા ભણાવવી એટલે શુ તે હુ તમને સમજાવુ સૌથી પ્રથમ રગમડપમા ચડઉતરના ત્રણ બાજઠો ગોઠવી તેની ઉપર સિંહાસન મૂકી તેમાં પ્રભુની પ્રતિમાને પધરાવવી પછી પ્રભુ તેમજ તેમના વચન ઉપર પ્રીતિ ઉપજે

તેવાં અર્થવાળા કાવ્યો રાગરાગણીમા ગાવા દરેક કાવ્ય ગવાઇ રહે એટલે પ્રતિમાની પૂજા કરવી આ બધા કાર્ય કરવા એનુ નામ તે 'પૂજા ભણાવવી' આવી પૂજા ભણાવાતી વેળા ગવૈયાઓની અને વિવિધ વાજિંત્રો વગાડનારાઓની મડળી હોય તો ખૂબ રગ જામે છે

હવે ભાવના બેસાડવી એટલે શુ તે પણ હુ તમને સમજાવુ સૌએ પ્રભુની સામે બેસીને એમણે બતાવેલા માર્ગે જવાની ઇચ્છા ઉત્પન્ન કરનારા પદો રાગરાગણી પ્રમાણે વાજિંત્રો સાથે ગાવા તે 'ભાવના બેસાડી' કહેવાય

મહોત્સવને ત્રીજે દિવસે નવ ગ્રહના, દશ દિક્પાલના અને આઠ મગળના પાટલાઓની પૂજા કરાશે

ભાનુ૦—એ પાટલાઓ કેવા હોય છે વારુ ?

ખીમચદ—એ હુ તમને બતાવુ આજે જ એ પાટલાઓ થઇને આવ્યા છે




જુઓ, આ નવ ગ્રહનો પાટલો છે એમા દરેક ગ્રહનુ ચિત્ર આપેલુ છે સાથે સાથે એનો અક પણ આપેલો છે વિશેષમા અહીં સૂર્યને બદલે આદિત્ય, સોમને બદલે ચદ્ર, મગળ કે ભૌમને બદલે અગારક, ગુરુને બદલે બૃહસ્પતિ અને શનિને બદલે શનૈશ્ચર એવા નામ [illegible] તમે જોયાંને ?

ભાનુ૦—હા

એ તો ઠીક પણ તમે દશ દિક્પાલ કેમ કહ્યા? અમે તો ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, સોમ અને ઈશાન એમ આઠ દિક્પાલ માનીએ છીએ

ખીમચંદ—અમારી સમજ એ છે કે શક્ર, યમ, વરુણ અને કુબેર એ અનુક્રમે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર એ ચાર દિશાના અધિષ્ઠાયક છે એવી રીતે અગ્નિ, નૈર્ઋતિ, વાયુ અને ઈશાન એ અનુક્રમે અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય અને ઈશાન એ ચાર ખૂણારૂપ ચાર વિદિશાના અધિષ્ઠાયક છે આ ઉપરાંત ઊર્ધ્વદિશાના અને અધોદિશાના પણ એકેક અધિષ્ઠાયક છે એમના નામ અનુક્રમે બ્રહ્મા અને નાગ છે આ પ્રમાણે મેં તુને જે દશ અધિષ્ઠાયકો ગણાવ્યા એ દરેકને અમે 'દિક્પાલ' કહીએ છીએ અને એ રીતે અમે દશ દિક્પાલ માનીએ છીએ હવે આ પાટનો જુઓ

| | | |
|---|---|---|
| ८ ईशान<br>ॐ ईशानाय नम | १ पूर्व<br>ॐ शक्राय नम | २ अग्नि<br>ॐ अग्नये नम |
| ७ उत्तर<br>ॐ कुबेराय नम | ९ ऊर्ध्व<br>ॐ ब्रह्मणे नम<br>१० अध<br>ॐ नागाय नम | ३ दक्षिण<br>ॐ यमाय नम |
| ६ वायव्य<br>ॐ वायवे नम | ५ पश्चिम<br>ॐ वरुणाय नम | ४ नैर्ऋत्य<br>ॐ नैर्ऋतये नम |

ભાનુ૦—આમાં દશે દિક્પાલને નમસ્કાર કરાયો છે વળી એ દરેકનું નામ આપેલું છે આ ઉપરાંત એ દરેક ક્યાના દિક્પાલ છે તે હકીકત તેમજ એનો ક્રમ ઝટ જણાય એ માટે દિશાના તથા વિદિશાના નામ તેમજ એને લગતા અંક પણ આપેલા છે



ખીમચંદ—હવે આ આઠ મંગળોનો પાટલો છે તે જુઓ એમાં પહેલી હારમાં અનુક્રમે સ્વસ્તિક, શ્રીવત્સ, કલશ અને ભદ્રાસન એ ચાર મંગળો છે અને બીજી હારમાં નંદ્યાવર્ત, વર્ધમાનક, મીનયુગલ અને દર્પણ એ ચાર મંગળો છે

ભાનુ૦—મને આ પાટલા બહુ ગમ્યા આ પાટલાના પૂજન પછી શું થશે?

ખીમચંદ—મહોત્સવને સાતમે દિવસે જળયાત્રાનો વરઘોડો નીકળશે એટલે કે ક્રિયા કરનાર ૨૭ કૂવાના જળ લેવા સનારે વાજતેગાજતે વરઘોડો કાઢીને જશે અને પછી ત્યાંથી જળ લઇ એ વરઘોડો પાછો ફરશે

આઠમે દિવસે ૨૭ પૂજા ભણાવાશે પહેલી ૨૬ પૂજામાં દર વખતે પાંચ પાંચ પદનો પાઠ બોલાશે એ દરેક પાઠમાં પહેલું પદ જુદું હશે અને બાકીના ચાર પદો એના એ હશે ૨૭ મી પૂજામાં તો તદ્દન જ જુદો પાઠ બોલાશે

એ દરેક પૂજા ભણાવાઇ રહેતાં અભિષેક તેમજ પૂજન કરાશે આ દરેક અભિષેકને અમે 'સ્નાત્ર' કહીએ છીએ આ પ્રમાણે શાંતિસ્નાત્રની ક્રિયા પૂરી થશે આનાથી મોટું એવું વૃદ્ધ સ્નાત્ર પણ કોઇ કોઇ વાર ભણાવાય છે એ વૃદ્ધ સ્નાત્રમાં ૧૦૮ કૂવાના જળથી સ્નાત્ર કરાવાય છે અને ૧૦૮ પૂજા ભણાવાય છે એ ૧૦૮ પૂજામાં ચાર પ્રાકૃત પદરૂપ એકનો એક જ પાઠ ૧૦૮ વાર બોલાય છે વળી શાંતિસ્નાત્રમાં જ્યાં જ્યાં ૨૭ ચીજ હોય ત્યાં ત્યાં આ સ્નાત્રમાં ૧૦૮ ચીજ વપરાય છે આમ ૧૦૮ ની સંખ્યા સાથે વૃદ્ધ સ્નાત્રનો સબંધ હોવાથી એને 'અષ્ટોત્તરી સ્નાત્ર' પણ કહેવામાં આવે છે એ શાંતિસ્નાત્ર કરતાં મોટું છે, એથી એને 'બૃહત્ સ્નાત્ર' ને શાંતિસ્નાત્રને 'લઘુ સ્નાત્ર' પણ કહેવામાં આવે છે

ભાનુ૦—ખીમચંદભાઇ! આજે પણ મને ઘણું નવું જાણવાનું મળ્યું

---

એ તો ઠીક પણ તમે દશ દિક્પાલ કેમ કહ્યા? અમે તો ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, સોમ અને ઈશાન એમ આઠ દિક્પાલ માનીએ છીએ

ખીમચંદ—અમારી સમજ એ છે કે શક્ર, યમ, વરુણ અને કુબેર એ અનુક્રમે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર એ ચાર દિશાના અધિષ્ઠાયક છે એવી રીતે અગ્નિ, નૈર્ઋતિ, વાયુ અને ઈશાન એ અનુક્રમે અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય અને ઈશાન એ ચાર ખૂણારૂપ ચાર વિદિશાના અધિષ્ઠાયક છે આ ઉપરાંત ઊર્ધ્વદિશાના અને અધોદિશાના પણ એકેક અધિષ્ઠાયક છે એમના નામ અનુક્રમે બ્રહ્મા અને નાગ છે આ પ્રમાણે મેં હવે જે દશ અધિષ્ઠાયકો ગણાવ્યા એ દરેકને અમે 'દિક્પાલ' કહીએ છીએ અને આ રીતે અમે દશ દિક્પાલ માનીએ છીએ હવે આ પાટલો જુઓ

| | | |
|---|---|---|
| ८ ईशान<br>ॐ ईशानाय नम | १ पूर्व<br>ॐ शक्राय नम | २ अग्नि<br>ॐ अग्नये नम |
| ७ उत्तर<br>ॐ कुबेराय नम | ९ ऊर्ध्व<br>ॐ ब्रह्मणे नम<br>१० अध<br>ॐ नागाय नम | ३ दक्षिण<br>ॐ यमाय नम |
| ६ वायव्य<br>ॐ वायवे नम | ५ पश्चिम<br>ॐ वरुणाय नम | ४ नैर्ऋत्य<br>ॐ नैर्ऋतये नम |

ભાનુ૦—આમાં દશે દિક્પાલને નમસ્કાર કરાયો છે વળી એ દરેકનું નામ આપેલું છે આ ઉપરાંત એ દરેક ક્યાંના દિક્પાલ છે તે હકીકત તેમજ એનો ક્રમ ઝટ જણાય એ માટે દિશાના તથા વિદિશાના નામ તેમજ એને લગતા અંક પણ આપેલા છે

મિ દુક્કડ' કહ્યા કરીએ તો એ નિરર્થક છે આ સબધમાં પેલા સાધુ અને કુભારનુ ઉદાહરણ વિચારવા જેવુ છે

સુબોધ૦—કયુ ઉદાહરણ?

પ્રફુલ્લ૦—કેમ, તને ખબર નથી?

સુબોધ૦—ના, જી

પ્રફુલ્લ૦—લે, ત્યારે હુ તને એ ઉદાહરણ કહુ

કોઇ એક ગામમા એક કુભાર રહેતો હતો એક વેળા કોઇ એક આચાર્ય ઘણા શિષ્યો સાથે વિહાર કરતા કરતા એને ત્યા આવી ચડ્યા તેમા એક નાના સાધુ હતા તેઓ રમતિયાળ હતા તેમણે હાથનો અગુઠો અને આગળી એકઠા કરી કુભારના વાસણો ઉપર કાકરા મારવા માંડ્યા એથી એના વાસણો એક પછી એક ભાગતા ગયા આથી કુભારે તેમને કાકરા મારવા ના પાડી ત્યારે તેઓ 'મિચ્છા મિ દુક્કડ' બોલ્યા, અને પાછુ એવુ ને એવુ જ અટકચાળુ તેમણે કરવાનુ ચાલુ રાખ્યુ આ પ્રમાણે તેમણે ચાર પાચ વાર કર્યું તેથી કુભારને ઘણો ખેદ થયો આનો તેણે નીચે મુજબ તોડ કાઢ્યો—

તેણે એક મોટો કાકરો હાથમા લીધો અને એ સાધુના કાન ઉપર ચોળવા માડ્યો આથી એ સાધુને દુ ખ થયુ અને તેઓ એ જણાવવા માટે બૂમ પાડવા લાગ્યા કુભારે મોટેથી કહ્યુ કે 'મિચ્છા મિ દુક્કડ'

---

## કિરણ ૯ મુ. મિચ્છા મિ દુક્કડં

ગઇ કાલે સાંજે પ્રતિક્રમણ કરતી વેળા બધા એક બીજા સામું જોઇને 'સકળ સંઘને મિચ્છા મિ દુક્કડં' એમ મોટેથી બોલતા હતા તેનો શો અર્થ? સુબોધચન્દ્રે એના પિતા પ્રફુલ્લચન્દ્રને પૂછ્યું

પ્રફુલ્લ૦—જો, હું તને પહેલા એ વાક્યમાના દરેક શબ્દનો અર્થ કહુ છુ અને પછી એ આખા વાક્યની મતલબ કહીશ

સુબોધ૦—વારુ

પ્રફુલ્લ૦—'સકળ' એટલે 'તમામ' 'સંઘ' એટલે 'સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સમુદાય' 'મિચ્છા' એટલે 'મિથ્યા' 'મિ' એટલે 'મારું' 'દુક્કડં' એટલે 'પાપ' આ ઉપરથી આખા વાક્યનો એ અર્થ નીકળે છે કે તમામ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના સમુદાયમાથી મેં જેમનુ દિલ દુભાવ્યુ હોય અને તેથી મને જે પાપ લાગ્યુ હોય તે મારું પાપ મિથ્યા હોજો લોકો આને 'ખમતખામણા' કહે છે સંસ્કૃતમા એને 'ક્ષમાપના' કહેવામા આવે છે આનુ કારણ એ છે કે એમા એક બીજા પરસ્પરના અપરાધ માટે ક્ષમા યાચે છે અને તેમ કરી પાપથી મુક્ત બને છે

સુબોધ૦—ઓહો! આ તો ઘણુ સારુ કામ કહેવાય

પ્રફુલ્લ૦—તારી વાત સાચી છે, પરતુ ખરા મનથી માફી માગનાર અને આપનારા બહુ ઓછા છે મનનો મેલ કાઢ્યા વિના અને ફરીથી અપરાધ નહિ કરવાનો નિશ્ચય કર્યા વિના ઉપરઉપરથી માફી મગાય કે અપાય તેનો કઇ વિશેષ અર્થ નથી એક તરફથી સામાનુ દિલ દુભાય એવુ કાર્ય આપણે જરા પણ ખચાયા વિના કરતા રહીએ અને બીજી તરફથી એ માટે કહેવા પૂરતી માફી માગ્યા કરીએ તેથી શુ વળે? ખરી રીતે ભૂલ કર્યા પછી તે બદલ માફી માગતી વેળા આપણુ દિલ સાફ હોવુ જોઇએ આપણે કરેલી ભૂલ માટે આપણને પસ્તાવો થતો હોવો જોઇએ વળી ફરીથી એવી ભૂલ નહિ કરવાની આપણી તીવ્ર ઇચ્છા હોવી જોઇએ અને તેનો અમલ થાય તેવી તૈયારી પણ આપણે કરેલી હોવી જોઇએ આમ થાય તો તો માફી માગેલી સાર્થક થાય બાકી કેવળ મોઢેથી 'મિચ્છા

આપણા શાસ્ત્રમા કહ્યુ છે કે એક ચપટી વગાડીએ એટલા થોડા વખતમા કેટલાક દેવો લગભગ ત્રણ લાખ યોજનના પરિધિવાળા જમ્બૂદ્વીપની આસપાસ સાત વાર ફરી આવી શકે

આ પ્રમાણેના વિવિધ વેગો ઉપરથી તમને એ ખ્યાલ આવ્યો હશે કે સેકડના પરાર્ધમા ભાગ કરતા પણ ઓછો વખત હોઇ શકે છે આપણા જૈન દર્શનમા તો આનાથી પણ એટલા બધા ઓછા વખતની નોંધ લેવામા આવી છે કે જેનાથી ઓછો વખત કોઇ કલ્પી પણ ન જ શકે એ ઓછામા ઓછો વખત તે 'સમય' કહેવાય છે

સમય એ કેટલો બધો સૂક્ષ્મ વખત છે તે સમજાય તે માટે આપણે નીચે મુજબ ઉદાહરણો વિચારીશુ —

કોઇ જોરાવર યુવક ભાલાની તીવ્ર અણી વડે કમળના સો પત્રોને પૂરેપૂરા જોરથી વીંધે તો ઉપલક દૃષ્ટિએ એમ લાગે કે એ બધા એકસામટા વીંધાયા હશે, પરતુ વાસ્તવિક રીતે વિચાર કરતા સમજાય કે તે એકસામટા વીંધાયાં નથી એટલુ જ નહિ, પણ એક પત્રને વીંધીને ભાલાની અણીથી બીજુ પત્ર વીંધાયુ તે દરમ્યાન અબજો સમય પસાર થઇ ગયા છે

આપણે આવુ એક બીજુ ઉદાહરણ વિચારીએ કોઇ ફાટલુતૂટલુ વસ્ત્ર ફાડતી વેળા તે ઝટ ફાટી ગયુ એમ લાગે છે, પરતુ ખરી રીતે તો એકેક તાંતણાને તૂટવામા પણ અબજો સમય પસાર થઇ જાય છે

એવી રીતે આખનો એક પલકારો થાય તેટલામા પણ અબજો સમય પસાર થઇ જાય છે

'સમય' શબ્દ ઉચ્ચારીએ એટલામા પણ અબજો સમય પસાર થઇ જાય છે

---

## કિરણ ૧૦ મું. સમય

એક દહાડો ગુલાબચંદે વિદ્યાર્થીઓને કહ્યુ કે તમે દરેક જણ એક પછી એક મુસાફરી કરવાના બબ્બે સાધનો ગણાવો

તનુ—આગગાડી અને હવાઈ વિમાન
કનુ—બલૂન (baloon) અને વહાણ
મનુ—મોટર (motor) અને સાઈકલ (cycle)
ધનુ—હાથી અને ઘોડા
નાનુ—ઊંટ અને ગધેડા
ભાનુ—પોઠિયા અને પાડા
ચિનુ—રેકડા અને ગાડા
વિનુ—મ્યાના અને ટાંગા
ખીમુ—પાલખી અને રિક્ષા
રમુ—શિગરામ અને નાવ

મુસાફરીના જે જુદા જુદા સાધનો તમે ગણાવ્યા તેમાથી કેનો ઉપયોગ કરવાથી ધારેલા સ્થાને સૌથી જલદી પહોંચાય? ગુલાબચંદે આખા વર્ગને એ પ્રશ્ન પૂછ્યો

બધા વિદ્યાર્થીઓ બોલી ઉઠ્યા કે હવાઈ વિમાનનો

ગુલાબચંદ—ખરી વાત ધારો કે હવાઈ વિમાન કલાકના ૧૫૦ માઈલ (mile)નુ અંતર કાપી શકે છે તો આ ઉપરથી તમે સમજી શકશો કે એ એક મિનિટ (minute)મા અઢી માઈલનુ અને એક સેકંડ (second)મા ૨૨૦ ફૂટ (foot)નુ અંતર કાપે છે આના કરતા અવાજનો વેગ ઘણો વધારે છે આધુનિક વૈજ્ઞાનિકોનુ એમ માનવુ છે કે સાધારણ રીતે અવાજ હવામા એક સેકંડમા ૧૧૩૦ ફૂટના વેગથી ગતિ કરે છે પાણીમા અવાજનો વેગ એનાથી લગભગ ચાર ગણો છે અને લોખંડમા તો વળી એનાથી પણ લગભગ સાડાત્રણ ગણો છે તેમ છતા એ વેગ પ્રકાશના વેગની બરોબરી કરી શકે તેમ નથી, કેમકે પ્રકાશનો વેગ દર સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલ છે આ ઉપરથી એવી ગણતરી થઇ શકે છે કે એક સેકંડના લગભગ બાર અબજમા ભાગ જેટલા વખતમા પ્રકાશ એક ઇંચ (inch) જેટલુ અંતર કાપે છે

કોઇ પણ પદાર્થની હૈયાતી ઉપરાત તેને લગતી એક પણ વિગત વિનાનો બોધ તે 'સામાન્ય બોધ' યાને 'દર્શન' કહેવાય છે એના કરતા વધારે વિગત-વાળો બોધ ચડે વિગતોની સખ્યા પ્રમાણે એ બોધના અનેક ભેદો પડી શકે, તેમ છતાં એ બધાને આપણે ફક્ત દર્શનથી જુદા પાડવા હોય ત્યારે એ બધી જાતના બોધને આપણે 'વિશેષ બોધ' યાને 'જ્ઞાન' કહીએ છીએ

આ ઉપરથી દર્શન અને જ્ઞાનની કામચલાઉ વ્યાખ્યા આપવી હોય તો આપણે તે નીચે મુજબ આપી શકીએ —

જે બોધમા વસ્તુની હૈયાતી ઉપરાત એક પણ વિગતનો જરા પણ સ્પષ્ટ ખ્યાલ ન હોય તે બોધને 'દર્શન' કહેવાય છે, અને જે બોધમાં વસ્તુની હૈયાતી ઉપરાત એક કે વધારે વિગતનો ઓછેવત્તે અશે પરતુ સ્પષ્ટ ખ્યાલ હોય તે બોધ 'જ્ઞાન' કહેવાય છે કેવળ હૈયાતીરૂપ વિગતવાળો બોધ તે 'નિરાકાર બોધ' ગણાય છે, અને હૈયાતી ઉપરાત અન્ય વિગતવાળો બોધ તે 'સાકાર બોધ' ગણાય છે આથી દર્શનને અને જ્ઞાનને અનુક્રમે 'નિરાકાર બોધ' અને 'સાકાર બોધ' એમ પણ કહેવામા આવે છે

## કિરણ ૧૧ મુ. દર્શન અને જ્ઞાન

ચન્દ્રકાન્તને ચન્દ્રિકા નામે પત્ની હતી એ દપતીને ચાર છોકરા હતા સુરેશ, દિનેશ, રમેશ અને નરેશ સુરેશ નવ વર્ષનો, દિનેશ છ વર્ષનો, રમેશ ત્રણ વર્ષનો અને નરેશ છ મહિનાનો હતો

એક દહાડો ચન્દ્રકાન્ત એ દરેક છોકરાને માટે જુદી જુદી જાતનો એકેક દડો લઇ આવ્યા અને તેમણે એ દરેકને આપ્યો

સુરેશનો દડો ચામડાનો, દિનેશનો લાકડાનો, રમેશનો રબ્બર(rubber)નો અને નરેશનો સેલ્યુલૉઇડ(celluloid)નો હતો

ચન્દ્રકાન્તે રમેશને પૂછ્યુ નરેશના હાથમા શેનો દડો છે? રમેશ જવાબ ન આપી શક્યો દિનેશ પણ કઇ કહી શક્યો નહિ સુરેશે કહ્યુ આ કચકડા જેવા પદાર્થનો છે તેણે ચન્દ્રિકાને પૂછ્યુ કે બા! આ પદાર્થને આપણે શુ કહીએ છીએ? ચન્દ્રિકા બોલી સેલ્યુલૉઇડ આ અગ્રેજી શબ્દ છે

થોડી વારે ચન્દ્રકાન્તે દિનેશને પૂછ્યુ કે આ ચારે દડા પાણીમાં તરશે કે નહિ?

દિનેશ—હા, હા, બધા તરને

સુરેશ બોલી ઊઠ્યો બાપાજી! મારો દડો નહિ તરે

ચન્દ્રકાન્તે સાર બાદ સુરેશ અને દિનેશને સમજાવવા માટે ચારે દડાનાં રગ, વજન, જાત, બનાવટ વગેરેને લગતી અનેક વિગતો કહી. એનામા નરેશનો દડો પડી ગયો એટલે એ રડવા મડ્યો દડો મળતા એ ચૂપ થયો નરેશને દડો શુ છે તેની કઇ ખબર ન હતી આ રમકડુ છે એટલો જ એને બોધ હશે, પરતુ એ દડાના રગ, વજન, જાત વગેરે એના ખ્યાલમા નહિ હોય એમ સામાન્ય રીતે આપણે માની શકીએ એનાથી પણ નાનુ બાળક હોય તો તેને એ રમવાનુ રમકડુ છે એટલો પણ ખ્યાલ ન હોય તે તો એ કઇક છે એમ કદાચ જાણે

આ ઉપરથી તમને સમજાયુ હશે કે કોઇ પણ એક વસ્તુ વિષે જુદા જુદા જીવોને ઓછોવત્તો બોધ હોઇ શકે કોઇ એ વસ્તુ વિષે અનેક વિગતો જાણતો હોય તો કોઇ એના વિષે બહુ થોડી વિગતો જાણતો હોય વળી કોઇક એવો પણ નીકળી આવે કે જેને એની હૈયાતી ઉપરાત એકે વિગતનો બોધ નથી એમ આપણે કહી શકીએ

બધી બાજુઓનો વિચાર કરીને કરાતુ કથન તે 'સ્યાદ્વાદદૃષ્ટિ અનુસારનુ કથન' ગણાય છે એમા ખોટા પક્ષપાત માટે જરા યે અવકાશ રહેતો નથી

આ ઉપરથી સમજાયુ હશે કે જે ધર્મ ખોટા પક્ષપાતથી રહિત હોય, જેમા સ્યાદ્વાદને સ્થાન અપાયેલુ હોય અને જેમાં અહિંસાનો અમલ કરવા પુષ્કળ પ્રેરણા કરાયેલી હોય તે 'સુધર્મ' છે

જે ધર્મમા ખોટો પક્ષપાત કરાયો હોય, જેમા પદાર્થોને વિષે એકતરફી જ વિચાર કરાયો હોય અને જેમા અહિંસાનો કહેવા પૂરતો જ સ્વીકાર કરાયો હોય તે ધર્મ ધર્મના નામને પણ લાયક નથી તે 'કુધર્મ' કે 'અધર્મ' કહેવાય

જેઓ સુદેવ હોય તેમને સાચા દેવ માનવા જોઇએ, જેઓ સુગુરુ હોય તેમને સાચા ગુરુ ગણવા જોઇએ, અને જે સુધર્મ હોય તેને સાચો ધર્મ માનવો જોઇએ આ પ્રમાણેની સાચી માન્યતા તે 'સમ્યગ્દર્શન' અથવા 'સમ્યક્ત્વ' કહેવાય છે આનાથી વિપરીત જાતની માન્યતા તે 'મિથ્યાદર્શન' અથવા 'મિથ્યાત્વ' કહેવાય છે સમ્યક્ત્વથી વિભૂષિત જીવન ઉજ્જવળ, ઉન્નત અને ઉદાર હોય છે, જ્યારે મિથ્યાત્વથી વાસિત જીવન મલિન, નીચ અને કૃપણ હોય છે

## કિરણુ ૧૭ મું. દેવ, ગુરુ અને ધર્મ

જેઓ રાગ અને દ્વેષથી રહિત હોય તેઓ 'વીતરાગ' કહેવાય છે તેઓ કદી ગુસ્સે થતા નથી તેમનામા અભિમાનનુ નામે હોતુ નથી તેઓ કોઇને છેતરતા નથી વળી તેઓ કોઇ જાતનો લોભ રાખતા નથી આ પ્રમાણે તેઓ ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર મહાદુર્ગુણોથી તદ્દન મુક્ત હોય છે એથી સ્વાભાવિક રીતે તેઓ કોઇનો ખોટો પક્ષપાત કરતા નથી કે કોઇનો તિરસ્કાર પણ કરતા નથી તેમનુ જીવન 'વીતરાગ જીવન' ગણાય છે

જે મનુષ્યો પૂરેપૂરુ વીતરાગ જીવન ગાળે તેમજ શાસનની સ્થાપના કરે તેઓ 'સુદેવ' કહેવાય છે એવા ઉત્તમ મનુષ્યોને આપણે 'અરિહત' કહીએ છીએ

જે જીવો મોક્ષે ગયેલા છે તેઓ પણ 'સુદેવ' કહેવાય છે આપણે એમને 'સિદ્ધ' કહીએ છીએ

વીતરાગ જીવન ગાળવાનો ખોટો દાવો કરનારા 'કુદેવ' કહેવાય છે તેમનુ જીવન રાગ અને દ્વેષથી મલિન હોય છે સુદેવથી કોઇ પણ ચીજ અજાણી હોતી નથી એટલે કે તેઓ સર્વજ્ઞ હોય છે, જ્યારે કુદેવો સર્વજ્ઞ હોતા નથી

જેઓ ઘરબારનો ત્યાગ કર્યા પછી કદી પૈસાટકા રાખતા નથી તથા સ્ત્રીઓની સાથે પરિચય રાખતા નથી તેમજ જેઓ અરિહત પ્રભુના ઉપદેશ અનુસાર વર્તે છે તેઓ 'સુગુરુ' કહેવાય છે આથી સમજાશે કે સુગુરુ કાચન અને કામિની એ બે મહાપરિગ્રહોથી મુક્ત હોવા જ જોઇએ તેમનુ જીવન ઋષિમુનિઓને છાજે તેવુ જ હોવુ જોઇએ તેઓ પગે વિહાર કરે, ખાવા જેટલી જ ભિક્ષા માગીને જીવનનો નિર્વાહ કરે, કદી રાત્રે ખાયપીયે નહિ, અને લોકોને સાચો ઉપદેશ આપે

જેમણે કાચન અને કામિનીનો ત્યાગ ન કર્યો હોય તથા જેઓ લોકોને પાપને માર્ગે દોરતા હોય અને તેમ છતા ગુરુપણાનો ડોળ કરતા હોય તેઓ 'કુગુરુ' કહેવાય છે

જે ધર્મનુ શરણુ લેવાથી આત્માની અધોગતિ થતી અટકે અને ઉન્નતિ થાય તે 'સુધર્મ' કહેવાય છે એવા સુધર્મમા કોઇ પણ પ્રાણીને દુ ખ દેવાની વાતનો સભવ પણુ હોઇ જ શકે નહિ વળી એવા સુધર્મમા તમામ પદાર્થોનુ સ્વરૂપ બધી બાજુઓનો વિચાર કરીને દર્શાવેલુ હોય જ

- - - - - ચોથો વિભાગ ટપકાટપકાવાળી લીટીનો બનેલો છે એ લીટીનુ દરેક ટપકુ તે એકેક સિદ્ધ પરમાત્મા છે એવી આ લીટી ઉપરથી કલ્પના કરાય છે

આ પ્રમાણે ચાર વિભાગ દ્વારા જે ભાવના ભાવવામા આવે છે તે ઉપરથી એ સાર કઢાય છે કે જ્યા સુધી આત્માને સન્માર્ગની શ્રદ્ધા અને સાચી વસ્તુનુ જ્ઞાન ન થાય તેમજ એ સાચી શ્રદ્ધા અને સાચા જ્ઞાન મુજબ તે વર્તે નહિ ત્યા સુધી તે ચારે ગતિઓમા રખડ્યા કરે છે આમાથી છૂટવા માટે તેણે રત્નત્રયીની સાચા દિલથી પૂરેપૂરી આરાધના કરવી જોઇએ તેમ કરવાથી તે સસારની જજાળમાથી જરુર મુક્ત બની સિદ્ધપદને પામે આવુ ઉત્તમ પદ મેળવવા કોણ ન ઇચ્છે?

---

## કિરણ ૧૩ મું. ભાવના



તમે એ જોયુ હશે કે ચૈત્યવદન કરવા પહેલા લોકો ચોખા વડે સામે આપ્યા મુજબના આકારનો સાથિયો કાઢે છે કેટલાક એ કાઢતી વેળા અને કેટલાક એ કાઢ્યા બાદ અમુક જાતની ભાવના ભાવે છે એ ભાવના શી છે તેનો ખ્યાલ આવે તે માટે આપણે એ આકૃતિના નીચે મુજબ ચાર વિભાગો કલ્પીશુ —



પહેલો વિભાગ એક આડી લીટી અને એક ઊભી લીટી તેમજ આ બનેના અતમાં પાખડા જેવી દોરયેલી ચાર લીટીઓ મળીને થયેલો છે નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિઓમાથી કોઇ નહિ ને કોઇ ગતિમા સસારી જીવ હોય છે એ હકીકત આ ચાર પાખડાઓ સૂચવે છે

બીજો વિભાગ ત્રણ નાના નાના વર્તુલોનો બનેલો છે આ ત્રણ વર્તુલો મોક્ષ મેળવવા માટેના ત્રણ ઉપાયોનો સમૂહ સૂચવે છે એ ત્રણ ઉપાયો તે બીજા કોઇ નહિ પણ સાચી શ્રદ્ધા, સાચુ જ્ઞાન અને સાચુ વર્તન છે પારિભાષિક શબ્દોમા આ ત્રણને અનુક્રમે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર કહેવામા આવે છે આ ત્રણે મોક્ષ મેળવવાના અમૂલ્ય સાધન છે એથી એ દરેકને 'રત્ન' અને એ ત્રણેના સમૂહને 'રત્નત્રયી' કહેવામા આવે છે



ત્રીજા વિભાગનો આકાર લગભગ અર્ધ ચન્દ્ર જેવો છે આ આકાર, આવા આકારવાળી સિદ્ધિશિલાનો ખ્યાલ કરાવે છે એ સિદ્ધિશિલાથી થોડેક ઊચે સિદ્ધ પરમાત્માઓ વસે છે એ પ્રમાણે આ આકૃતિ ઉપરથી ભાવના ભાવવામા આવે છે

આવે છે એને સસ્કૃતમા 'સાધર્મિકવાત્સલ્ય' કહે છે પાતે જે ધર્મ પાળતો હોય તે જ ધર્મ પાળનાર 'સાધર્મિક' કહેવાય છે, અને પુત્ર તરફ માતા જેવો સ્નેહ રાખે તેવો સ્નેહ એ સાધર્મિક તરફ રાખવો તે 'સાધર્મિકવાત્સલ્ય' કહેવાય છે આ સ્નેહનુ એક કાર્ય સાધર્મિકોને જમાડવાનુ છે એટલે એ દૃષ્ટિએ કરાતી જમણવાર પણ 'સાધર્મિકવાત્સલ્ય' કહેવાય છે

કેટલીક વાર ઓળી કરનારની ટોળીનુ સાધર્મિકવાત્સલ્ય કરાય છે

શત્રુજય તીર્થની ૯૯ યાત્રા કરનારાઓનુ પણ કેટલીક વાર સાધર્મિકવાત્સલ્ય કરાય છે એમને અપાતુ જમણ '૯૯ ની ટોળીનુ જમણ' કહેવાય છે

એ પ્રમાણે જેમણે પૌષધવ્રત કર્યું હોય તેમને અપાતુ જમણ તે 'પોસાતીનુ જમણ' કહેવાય છે 'પોસાતી' શબ્દ 'પૌષધવ્રતી'નુ અપભ્રષ્ટ રૂપ છે

કેટલેક ઠેકાણે પર્યુષણ પર્વને અગે એ મહાપર્વની શરૂઆત થાય તેને આગલે દિવસે અને ત્યાર બાદ એકેક દિવસને આતરે એમ એકદર પાચ વાર શ્વેતામ્બરોની જમણવાર થાય છે કોઇક ઠેકાણે એ મહાપર્વની સમાપ્તિ પછીના દિવસે જ જમણવાર થાય છે અને તેમાં કોઇ કોઇ સ્થળે સ્થાનકવાસીઓ પણ ભાગ લે છે આવી જમણવારોને 'સઘ' કહેવામા આવે છે

જે જમણવારમા હરકોઇ દેશના કે ગચ્છના નવકાર ગણનાર તમામ જૈનોને જમાડાય તે જમણવારને 'નવકારશી', 'નવકારસી' કે 'નોકારસી' કહેવામા આવે છે એ જૈનોની મોટામાં મોટી જમણવાર છે

વિદ્યાર્થીઓ! જુઓ, મેં તમને આ પ્રમાણે કેટલીક જમણવારોના નામ ગણાવ્યા હવે હુ તમને જમણવારને અગે પળાવા જોઇતા કેટલાક નિયમો કહુ છુ તે સાભળો

જમણવારોમા જમવા બેસવાની જગ્યાની સ્વચ્છતા ઉપર કેટલાક લોકો બહુ ઓછુ ધ્યાન આપે છે તે ઠીક નથી જમવા માટેની જગ્યા તદ્દન સ્વચ્છ જોઇએ આસપાસથી દુર્ગંધ આવતી હોય તેવી જગ્યા કામ ન લાગે આથી મહોલ્લા, પોળ, શેરી કે ગલીમા આવવા જવાના માર્ગમા જમણવાર ન રાખતા કોઇ સારી વાડીમા જમણવાર કરાવી જોઇએ

જમણવાર માટેની જગ્યા સાફ કરી ત્યા પાણી છાટવામા આવ્યુ હોય, સાથિયા પૂરવામા આવ્યા હોય, પાટલા કે મોટા મોટા પાટિયા ગોઠવવામા

## કિરણ ૧૪ મું સાહમ્મિઅવચ્છલ

જીવનને ટકાવી રાખવા માટે જેમ હવા અને પાણીની જરુર છે તેમ ખોરાકની પણ જરુર છે થોડા દિવસ ખાધા વિના ચાલે, પરતુ હમેશા તેમ ન ચાલી શકે આ ઉપરથી સમજાશે કે જીવન અને ખોરાક એ બે એક બીજા સાથે સંકળાયેલી વસ્તુઓ છે આ સસારમા જેને જીવવુ છે તેને ખોરાક લેવો પડે છે ભલે પછી તે જીવ પશુ હો, પખી હો કે માનવી હો આ પ્રમાણે જોકે તમામ જીવો ખોરાક લે છે, છતા એ ભૂલવુ ન જોઇએ કે માનવીનો ખોરાક પશુપખીઓના ખોરાકથી જુદો છે તેમાં પણ એનો રોજનો ખોરાક અને કોઇ તહેવાર કે અન્ય કોઇ વિશિષ્ટ દિવસનો ખોરાક જુદો હોય છે દાખલા તરીકે કોઇ પરોણા આવ્યા હોય ત્યારે કે એવા બીજા કોઇ ખાસ પ્રસગે સગાવહાલાને જમવા તેડ્યા હોય ત્યારે જાતજાતની વાનીઓ તૈયાર કરાય છે એ વાનીઓમા મિષ્ટાન્ન તેમજ ફરસાણની મુખ્યતા હોય છે આવુ વિશિષ્ટ ભોજન 'જમણ' કે 'જમણવાર' કહેવાય છે

મનુષ્યને એક બીજાના સહવાસમા આવવુ અને સાથે બેસીને જમવુ ઘણુ ગમે છે, એથી વરસમા એકાદ દિવસ તો જ્ઞાતિ તરફથી પણ જમણવાર ગોઠવાય છે એ જમણવારમા જ્ઞાતિના બધા માણસોને જમવા માટે નોતરુ હોય છે, એથી આવી જમણવારને 'નાત' કે 'નાતવરો' કહેવામા આવે છે કેટલીક વાર આવી જમણવારમા પોતાની જ જ્ઞાતિ ઉપરાત બીજી જ્ઞાતિઓના માણસોને પણ તેડવામા આવે છે

બ્રાહ્મણોની તમામ જાતિઓનુ જમણ તે 'ચોરાશી' કહેવાય છે

જે જમણવારમા બધી જાતના વાણિયાઓને જમાડાય તે જમણવારને 'વાણિયાઓનુ મહાજન' કહેવામા આવે છે એવી રીતે સોનીનુ કામ કરનાર તમામને જમાડવામા આવે તે જમણવારને 'સોનીનુ મહાજન' કહેવામા આવે છે

ગામમા વસતા કોળી, કણબી, મોચી વગેરે તમામની ભેગી જમણવારને 'ભડારો' કહેવામા આવે છે બાવા, વૈરાગી, સન્યાસી વગેરેના જમણને પણ 'ભડારો' કહેવામા આવે છે

કેટલીક વાર ધાર્મિક ક્રિયા કે પર્વ સાથે સબધ ધરાવનારી જમણવાર પણ થાય છે જૈનોમા પણ આવી જમણવારો થાય છે પૂજા ભણાવાતી હોય, લઘુ સ્નાત્ર કે બૃહદ્ સ્નાત્ર ભણાવાતુ હોય કે પ્રતિષ્ઠામહોત્સવ હોય તો તેવે પ્રસગે હાજર રહેનારને જમાડાય છે આવી જૈનોની જમણવારને 'સાહમ્મિઅવચ્છલ' કહેવામા

આવે છે એને સસ્કૃતમા 'સાધર્મિકવાત્સલ્ય' કહે છે પોતે જે ધર્મ પાળતા હોય તે જ ધર્મ પાળનાર 'સાધર્મિક' કહેવાય છે, અને પુત્ર તરફ માતા જેવો સ્નેહ રાખે તેવો સ્નેહ એ સાધર્મિક તરફ રાખવો તે 'સાધર્મિકવાત્સલ્ય' કહેવાય છે આ સ્નેહનુ એક કાર્ય સાધર્મિકોને જમાડવાનુ છે એટલે એ દૃષ્ટિએ ફગતી જમણવાર પણ 'સાધર્મિકવાત્સલ્ય' કહેવાય છે

કેટલીક વાર ઓળી કરનારની ટોળીનુ સાધર્મિકવાત્સલ્ય કરાય છે

શત્રુજય તીર્થની ૯૯ યાત્રા કરનારાઓનુ પણ કેટલીક વાર સાધર્મિકવાત્સલ્ય કરાય છે એમને અપાતુ જમણ '૯૯ ની ટોળીનુ જમણ' કહેવાય છે

એ પ્રમાણે જેમણે પૌષધવ્રત કર્યું હોય તેમને અપાતુ જમણ તે 'પોસાતીનુ જમણ' કહેવાય છે 'પોસાતી' શબ્દ 'પૌષધવ્રતી'નુ અપભ્રષ્ટ રૂપ છે

કેટલેક ઠેકાણે પર્યુષણ પર્વને અગે એ મહાપર્વની શરૂઆત થાય તેને આગલે દિવસે અને ત્યાર બાદ એકેક દિવસને આતરે એમ એકદર પાચ વાર શ્વેતાબરોની જમણવાર થાય છે કોઇક ઠેકાણે એ મહાપર્વની સમાપ્તિ પછીના દિવસે જ જમણવાર થાય છે અને તેમાં કોઇ કોઇ સ્થળે સ્થાનકવાસીઓ પણ ભાગ લે છે આવી જમણવારોને 'સઘ' કહેવામા આવે છે

જે જમણવારમા હરકોઇ દેશના કે ગચ્છના નવકાર ગણનાર તમામ જૈનોને જમાડાય તે જમણવારને 'નવકારશી', 'નવકારસી' કે 'નોકારસી' કહેવામા આવે છે એ જૈનોની મોટામા મોટી જમણવાર છે

વિદ્યાર્થીઓ! જુઓ, મેં તમને આ પ્રમાણે કેટલીક જમણવારોના નામ ગણાવ્યા હવે હુ તમને જમણવારને અગે પળાવા જોઇતા કેટલાક નિયમો કહુ છુ તે સાભળો

જમણવારોમા જમવા બેસવાની જગ્યાની સ્વચ્છતા ઉપર કેટલાક લોકો બહુ ઓછુ ધ્યાન આપે છે તે ઠીક નથી જમવા માટેની જગ્યા તદ્દન સ્વચ્છ જોઇએ આસપાસથી દુર્ગંધ આવતી હોય તેવી જગ્યા કામ ન લાગે આથી મહોલ્લા, પોળ, શેરી કે ગલીમા આવવા જવાના માર્ગમા જમણવાર ન રાખતા કોઇ સારી વાડીમા જમણવાર કરાવી જોઇએ

જમણવાર માટેની જગ્યા સાફ કરી ત્યા પાણી છાટવામા આવ્યુ હોય, સાથિયા પૂરવામા આવ્યા હોય, પાટલા ... મોટા પાટિયા ગોઠવવામા

આવ્યા હોય અને અગરબત્તીઓ સળગાવી વાતાવરણને સુગંધી બનાવાયું હોય તો એ જમણવાર દીપી નીકળે

જમણવાર માટે કામ લાગે તેવા મોટા વાસણો કોઈ એકની માલિકીના હોતા નથી, પરંતુ ઘણુંખરું એ સહિયારા હોય છે આથી જે કોઈને ખપ પડે તે એ લઈ જાય છે અને કામ પૂરું થતા પાછા આપી જાય છે એ વાસણો ગમે તેમ અથડાઈ ફૂટાઈને બેડોળ કે કાણા ન બને તેની તેણે દરકાર રાખવી જોઈએ

રસોઈ કરતી વેળા વાસણ બરાબર ઢાંકવા જોઈએ જો તેમ ન થાય તો એમા જીવજંતુઓ પડવાનો સંભવ રહે છે, અને જો તે ઝેરી હોય તો તેનું ભયંકર પરિણામ પણ આવે

જૈનો જમવાના પાત્ર તરીકે ખાખર કે વડની બાજ અથવા કેળના પાન તેમજ દડિયાઓનો ઉપયોગ કરતા નથી, પરંતુ તેઓ થાળી અને વાટકા વાપરે છે તો એ થાળી અને વાટકા બરાબર મજાઈને અને લૂછીને સાફ કરેલા હોવા જોઈએ

જમવા જનારે સ્વચ્છ કપડા પહેરીને જવું જોઈએ રેશમ કે શણના જ કપડા પહેરવા એવું કાંઈ નથી, સનરના કપડા હોય તો તે પણ ચાલે

જમવાની જગ્યાની પછાડે જ પાઘડી કે ટોપી અને જોડા ઉતારીને મૂકવા એ ઠીક નહિ

પીરસણ બધે ઠેકાણે એક સાથે પહોંચતું કરી શકાય એવી જાતનો બંદોબસ્ત જમણવાર કરનારે રાખવો જોઈએ જમનારા પીરસણના વાસણમાં હાથ ઘાલીને લે તે ઠીક ન કહેવાય વળી જમનારાએ ખવાય એટલું જ લેવું જેથી છાંડવાનો વારો ન આવે પીરસનારાએ પણ ભાણામાં ઢગલા ન કરતા જેને જેટલું જોઈએ એટલું જ પીરસવું જોઈએ

જમતા જાય તેમ ઊઠતા જાય તેને બદલે બધા જમી રહે પછી સાથે જ ઊઠે એવો રિવાજ જ્યાં ન હોય ત્યા દાખલ થવો જોઈએ

આ પ્રમાણે જમણવારને લગતા નિયમો પળાય તો જમાડનારને અને જમવા આવનારને એમ બેઉને આનંદ થાય, અને જે હેતુથી જમણવાર કરાઈ હોય તે પણ સફળ થાય

## કિરણ ૧૫ મું. કર્મપ્રકૃતિ અને તેના આઠ પ્રકારો

પુદ્‌ગલને વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય છે એ તમે શીખી ગયા છો પરમાણુની સંખ્યા પ્રમાણે આ પુદ્‌ગલની અનેક જાતો પડે છે એટલે કે દરેક જાતમા ઓછાવત્તા પરમાણુઓ રહેલા હોય છે એકેક પરમાણુ અલગ અલગ હોય એવી એક જાત છે બબ્બે પરમાણુઓ ભેગા મળીને બનેલા પુદ્‌ગલોની બીજી જાત છે એટલે કે એ જાતમા બબ્બે પરમાણુવાળા પુદ્‌ગલો છે એ પ્રમાણે ત્રણ ત્રણથી માંડીને તે અગણિત પરમાણુઓથી બનેલા પુદ્‌ગલોની જુદી જુદી જાત છે એ દરેક જાતનુ 'વર્ગણા' એવુ સામાન્ય નામ છે કેટલીક જાતના ખાસ નામો પણ છે એમાની એક જાત તે 'કાર્મણ વર્ગણા' છે એ અગણિત પરમાણુઓના બનેલા પુદ્‌ગલોનો સમુદાય છે, પરંતુ એ સૂક્ષ્મ હોવાથી આપણે એને જોઇ શકીએ તેમ નથી, અને એથી આપણને એના વર્ણ વગેરેની ખબર પડે તેમ નથી

કાર્મણ વર્ગણા દુનિયામા બધે છે એવુ એક સ્થળ નથી કે જ્યાં એ ન હોય કેટલીક કાર્મણ વર્ગણા કેટલીક વખત સ્થિર હોય છે તો કેટલીક કોઇ કોઇ વખત ગતિ કરતી હોય છે

જ્યારે સંસારી જીવ પ્રવૃત્તિ કરે ત્યારે જેમ લોહચુંબક લોઢાને ખેંચે છે તેમ જીવ પોતાની હદમા રહેલી અને સ્થિર એવી કાર્મણ વર્ગણાને ગ્રહણ કરે છે પછી જેમ દૂધમા પાણી મળી જાય તેમ એ આત્મા સાથે એકમેક થઇ જાય છે તેમ થતા કાર્મણ વર્ગણાનુ જે રૂપાંતર થાય છે તે 'કર્મ' કહેવાય છે આ કર્મમા અને જે કાર્મણ વર્ગણાનુ એ રૂપાંતર બને છે એ બનેમા પરમાણુઓની સંખ્યા તો એકસરખી જ છે, પરંતુ કાર્મણ વર્ગણાના રસ કરતા આ કર્મમા અનંત ગણો રસ છે એ આ બે વચ્ચે એક ખાસ તફાવત છે

સંસારી જીવ સ્વભાવે અમૂર્ત છે એટલે કે એને રૂપ, રસ, ગંધ કે સ્પર્શ નથી, તેમ છતાં એ સંસારી જીવ અનાદિ કાળથી કર્મ સાથે જોડાયેલો હોવાથી મૂર્ત જેવો થઇ ગયો છે, અને એથી એ મૂર્ત એવી કાર્મણ વર્ગણાને ગ્રહણ કરે છે જેમ દીવો વાટની મારફતે તેલને ગ્રહણ કરી પોતાની ગરમીથી તેને જ્વાળારૂપ બનાવે છે તેમ સંસારી જીવ ક્રોધ વગેરે વિકારને વશ થઇ કાર્મણ વર્ગણાને ગ્રહણ કરી તેને કર્મરૂપ બનાવે છે એ જ વખતે એોગે ગ્રહણ કરે, ... અનેક સ્વભાવોનુ નિર્માણ

થાય છે જેમ ગાય, ભેંસ, બકરી વગેરે ઘાસ ખાઇ એ ઘાસનુ દૂધ બનાવે છે એ જ વેળાએ એ દૂધમા ચીકાશ, મીઠાશ, જાડાઇ વગેરે અનેક સ્વભાવોનુ નિર્માણ થાય છે, તેમ સસારી જીવ કાર્મણ વર્ગણા ગ્રહણ કરી તેને કર્મરૂપ બનાવે છે એ જ વખતે એ કર્મના અનેક સ્વભાવો બને છે એ સ્વભાવો આપણને દેખાતા નથી, પરતુ એની જે અસરો થાય છે તે ઉપરથી આપણે એ જાણી શકીએ છીએ એ સ્વભાવોને આપણે આઠ વર્ગમા વહેંચી શકીએ છીએ એના નામ નીચે મુજબ છે—

(૧) જ્ઞાનાવરણ, (૨) દર્શનાવરણ, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અતરાય

આ આઠે કર્મના સ્વભાવ છે એથી એ દરેકને 'કર્મપ્રકૃતિ' કહેવામા આવે છે, કેમકે પ્રકૃતિનો અર્થ 'સ્વભાવ' થાય છે આ આઠે કર્મપ્રકૃતિને 'કર્મની મૂળ પ્રકૃતિ' તરીકે ઓળખાવાય છે, કેમકે એ મુખ્ય છે અને એ દરેકના ઓછાવત્તા પેટાવિભાગો છે એ પેટાવિભાગોને 'કર્મની ઉત્તર પ્રકૃતિ' તરીકે ઓળખાવાય છે આપણે આ વિભાગમા મોટે ભાગે કર્મની મૂળ પ્રકૃતિઓનો જ વિચાર કરીશુ, અને એને માટે 'કર્મ' એવો શબ્દ વાપરીશુ, કેમકે કર્મપ્રકૃતિને બદલે 'કર્મ' શબ્દ પણ વપરાય છે

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અતરાય એ ચાર કર્મો આત્માના જ્ઞાન વગેરે મૂળ ગુણને ઢાકી દે છે એટલુ જ નહિ, પરતુ એનો લગભગ નાશ કરે છે, એથી એ 'ઘાતિકર્મ' કહેવાય છે બાકીના ચાર કર્મો આત્મા ઉપર એટલી બધી ખરાબ અસર કરતા નથી, એથી એને 'અઘાતિકર્મ' કહેવામા આવે છે

હવે આપણે આ આઠે કર્મોનુ સ્વરૂપ વિચારીશુ અને એનો સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે જે અમુક વસ્તુઓ સાથે કર્મને સરખાવાયા છે તેનો પણ સાથે સાથે વિચાર કરીશુ

**જ્ઞાનાવરણ**—જે કર્મ જીવના જ્ઞાનરૂપ ગુણને ઢાકી દે તે કર્મ 'જ્ઞાનાવરણ' કે 'જ્ઞાનાવરણીય' કહેવાય છે જેમ જેમ એ કર્મ અને એનુ જોર ઓછુ થતુ જાય તેમ તેમ જ્ઞાન વધારે થતુ જાય એ કર્મનો તદ્દન નાશ થતા સસારી જીવને દરેકે દરેક ચીજનુ પૂરેપૂરુ જ્ઞાન થાય એવા જ્ઞાનને 'કેવલજ્ઞાન' કહેવામા આવે છે

જ્ઞાનાવરણ કર્મને 'પટ' સાથે સરખાવાય છે એ પટનો અર્થ 'સૂતરનું કપડું' એવો કરાય છે આંખની સામે કોઇ પટ, પાટો કે બીજું કોઇ આવરણ આવી જાય તો કોઇ પણ ચીજ બરાબર દેખી શકાતી નથી તેમ આત્માની જ્ઞાનરૂપ આંખની સામે જ્ઞાનાવરણ કર્મ રૂપ પટ કે એવું કોઇ આવરણ આવી જાય તો એ આત્મા કોઇ પણ ચીજ બરાબર જાણી શકતો નથી એ આવરણ પૂરેપૂરું ખસે તો ખરું જ્ઞાન થાય



**દર્શનાવરણ**—'દર્શન' શબ્દના ત્રણ અર્થો થાય છે (૧) ધર્મ, (૨) શ્રદ્ધા અને (૩) સામાન્ય બોધ અહીં એનો સામાન્ય બોધ એ અર્થ કરવાનો છે આ અર્થવાળા દર્શનને દબાવનારું કર્મ 'દર્શનાવરણ' કે 'દર્શનાવરણીય' કહેવાય છે



દર્શનાવરણ કર્મને દ્વારપાળ સાથે સરખાવાય છે દ્વારપાળનો અર્થ 'પ્રતીહાર', 'દરવાન' અથવા 'પોળિયો' થાય છે એથી દર્શનાવરણ કર્મને પ્રતીહાર, દરવાન કે પોળિયા તરીકે પણ ઓળખાવાય છે

જેમ કોઇ દ્વારપાળ પોતાના અન્નદાતાને મળવા માટે આવનારને રોકી રાખે તેવી રીતે દર્શનાવરણરૂપ દ્વારપાળ આત્માને કોઇ પણ ચીજનું દર્શન કરતા રોકી રાખે છે

વેદનીય—જે કર્મ સુખ કે દુખનો અનુભવ કરાવે તે કર્મ 'વેદનીય' કહેવાય છે સુખનો અનુભવ કરાવનારા કર્મને 'સાતવેદનીય' અને દુખનો અનુભવ કરાવનારા કર્મને 'અસાતવેદનીય' કહેવામા આવે છે, કેમકે 'સાત'નો અર્થ 'સુખ' અને 'અસાત'નો અર્થ 'દુખ' થાય છે



વેદનીય કર્મને મધ ચોપડેલા પાનાવાળી તરવાર સાથે સરખાવાય છે એ તરવારનુ પાનુ ચાટતા સ્વાદ લાગે તેના જેવો અનુભવ સાત વેદનીય કર્મ ભોગવતા થાય છે, અને એ ચાટતા જીભ કપાય અને દુખ થાય તેના જેવો અનુભવ અસાત વેદનીય કર્મ ભોગવતા થાય છે

મોહનીય—યોગ્ય રીતે વર્તવુ જોઈએ એમ માનનાર તેમજ યોગ્ય વર્તનને જાણનાર જીવન સાચી શ્રદ્ધાથી તેમજ યોગ્ય વર્તનથી વિમુખ રાખનારુ કર્મ 'મોહનીય' કહેવાય છે



મદિરા સાથે મોહનીય કર્મને સરખાવાય છે મદિરા પીવાથી જીવ જેમ પરવશ ને નિર્વિવેકી બને છે તેમ મોહનીય કર્મને વશ થયેલો જીવ સાચા ખોટાની માન્યતાથી, એના ભાનથી અને યોગ્ય વર્તનથી રહિત બને છે એટલે એનુ જીવન ઠેકાણા વગરનુ બને છે

આયુષ્ય—જે જીવ માણસ, તિર્યંચ ઇત્યાદિ જે ગતિમા જન્મેલો હોય તેને તે જીવતો રહે ત્યાં સુધી તે જ ગતિનુ જીવન ગાળવાની ફરજ પાડનારુ કર્મ 'આયુષ્યકર્મ' કહેવાય છે



આયુષ્યકર્મને બેડીની ઉપમા અપાય છે જેમ રાજાએ કોઇ ચોરને બદીખાને નાખ્યો હોય અને તેને પગે બેડી પહેરાવી હોય તો તેનાથી પોતાની ઇચ્છા પ્રમાણે હરાયફરાય નહિ તેમ જ્યા સુધી આયુષ્યકર્મ પૂરેપૂરુ ભોગવાઇ ન રહે ત્યા સુધી જીવે જે ગતિનુ આયુષ્યકર્મ બાંધ્યુ હોય તે જ ગતિમા તેને રહેવુ પડે

નામ—જીવને સારુ કે ખરાબ રૂપ, કીર્તિ કે અપકીર્તિ વગેરે મેળવી આપનારુ કર્મ 'નામકર્મ' કહેવાય છે



ચિત્રકાર સાથે નામકર્મને સરખાવાય છે જેમ જાતજાતના ચિત્રો ચિત્રકાર ચિતરે છે તેમ નામકર્મ જીવને અનેક જાતના શરીર, અવયવો, આકાર, રૂપ, રસ, રગ, ગધ, સ્પર્શ, ગતિ, જાતિ, બાદરતા, સૂક્ષ્મતા, સ્થાવરપણુ, ત્રસપણુ ઇત્યાદિ અપાવે છે

ગોત્ર—જે કર્મને લીધે, જીવ ઊચા કે નીચા કુળમા જન્મે છે તે કર્મ 'ગોત્રકર્મ' કહેવાય છે ઊચા કુળમા જન્મ થવામા કારણરૂપ કર્મ 'ઉચ્ચ ગોત્રકર્મ' અને નીચ કુળમા જન્મ થવામા કારણરૂપ કર્મ 'નીચ ગોત્રકર્મ' કહેવાય છે



કુભાર સાથે ગોત્રકર્મને સરખા વાય છે કુભાર એવા વાસણ બનાવે છે કે કેટલાકનો સારો ઉપયોગ તો કેટલાકનો ખરાબ ઉપયોગ થાય છે કોઈ એક વાસણમા દૂધ પીવાય તો કોઈ એવા બીજા વાસણમા મદિરા પીવાય એવી રીતે ગોત્ર કર્મ જીવને ઉચ્ચ કે નીચ ગોત્ર અપાવે છે

અતરાય—જીવની ઇચ્છા હોવા છતા જે કર્મ તેને પોતાનુ બળ વાપરવુ, લાભ મેળવવો, દાન દેવુ ઇત્યાદિ કાર્યો ન કરવા દે તે 'અન્તરાયકર્મ' કહેવાય છે



અનતરાયકર્મને ભડારી સાથે સરખા વાય છે જેમકે રાજા કોઈને પૈસા આપવા માટે ભડારીને કહે, પરતુ ભડારી તેનો અમલ ન કરે તો પૈસા ન મળે તેમ જીવને દાન દેવા વગેરે જાતની પ્રવૃત્તિ કરવી હોય પરતુ આ કર્મ આડે આવે તો તે એવી પ્રવૃત્તિ ન કરી શકે

## કિરણ ૧૬ મુ. જ્ઞાનનો મહિમા

જ્ઞાન તણો છે મહિમા મોટો
    જ્ઞાની જન ભાખે,
જ્ઞાન આરાધે રૂડી રીતે
    મુક્તિસુખ ચાખે ૧ જ્ઞાન૦
અન્નદાનથી ટાઢક હૈયે
    ભૂખ્યાને થાયે,
ભોજન કરતાં જ્ઞાનામૃતનુ
    ભવભ્રાતિ જાયે ૨ જ્ઞાન૦
ગ્રીષ્મ ઋતુમા પરબ, તૃષિતની
    આતરડી ઠારે,
પાન કરે જે જ્ઞાનપ્રપાનુ
    આશ્રવને વારે ૩ જ્ઞાન૦
હીરા મોતીના પહેરે ભૂષણુ
    દેહ તણા રગી,
જ્ઞાનઘરેણુ સાચુ ધારે
    આતમના સગી ૪ જ્ઞાન૦
કાજળ આજે માત શિશુને
    નયને કાતિ વાધે,
અજ્ઞ જનોને જ્ઞાનાજનથી
    જ્યોતિ આત્મિક લાધે ૫ જ્ઞાન૦
ઘોર અધારુ બહારનુ ભાનુ
    સર્વે સ્થળનુ વાઢે,
પણ અતર અજ્ઞાન ભયકર
    જ્ઞાનસૂરજ કાઢે ૬ જ્ઞાન૦
શરદ પૂનમનો જોઇ નિશાકર
    નયનો શુ નાચે,
દર્શન કરીને જ્ઞાનશશીના
    આત્મા યે ` ` ૭ જ્ઞાન૦

## કિરણ ૧૭ મુ. વાણી

એકેન્દ્રિય સિવાયના બધા સસારી જીવોને જીભ હોય છે, પરતુ પચેન્દ્રિય જીવોને અને તેમા પણ મનુષ્યને જેવી વાણી છે તેવી વાણી બીજા જીવોને જણાતી નથી આ પ્રમાણે જોકે મનુષ્ય પાસે પોતાનો વિચાર રજુ કરવાને માટે વાણી અનુપમ સાધન છે, તેમ છતાં જેમ કેટલીક વાર અન્ય સાધનોનો દુરુપયોગ કરવામા આવે છે તેમ આનો પણ દુરુપયોગ કરાય છે આપણાથી એવો દુરુપયોગ કદી ન થાય તેની આપણે પૂરેપૂરી દરકાર રાખવી જોઇએ

જે લોકો વગર વિચારે બોલે છે અને વગર કારણે બોલબોલ કરે છે તેમને હાથે વાણીનો દુરુપયોગ થાય છે એના દુરુપયોગથી બચવા માટે આપણે પૂરેપૂરો વિચાર કરીને જરુર હોય ત્યારે જ અને તે પણ ખપ પૂરતુ જ બોલવુ બોલબોલ કરવાથી શક્તિનો નિર્ર્થક વ્યય થાય છે, અને લોકોમા 'બાઠા' તરીકે બદનામ થવાય છે, વાસ્તે જેટલુ મૌન સેવાય તેટલુ તે લાભદાયક છે

આ ઉપરથી સમજાશે કે જે બાબતમા આપણને લાગતુ વળગતુ ન હોય ત્યા આપણે બોલવુ નહિ, કેમકે દરેક બાબતમા જીભ હલાવવાથી કોઇ વાર સામા માણસને ખોટુ લાગે છે અને પછી ગમે તેવા શબ્દો પણ સાભળવા પડે છે એટલુજ નહિ, પણ કોઇક વાર તો ઘણુ અનિષ્ટ ફળ ભોગવવાનો વારો પણ આવે છે

જરુર હોય તો ખપ પૂરતુ જ બોલવુ એ ઉત્તમ સિદ્ધાત છે એ સિદ્ધાતનો અમલ કરનાર કોઇની મશ્કરી કરવા માટે નહિ બોલે, કોઇની ચાડીચૂગલી કરવા માટે નહિ બોલે, કોઇની નિંદા કરવા માટે નહિ બોલે, કોઇને ઉતારી કે તોડી પાડવા માટે નહિ બોલે, કોઇને મેણા મારવા માટે નહિ બોલે, મીઠુ મરચુ ભભરાવીને કોઇને લડાની મારવા માટે નહિ બોલે કે કોઇના ઉપર ખોટા કલક ચડાવવા માટે નહિ બોલે એ તો ખાસ કામ હશે તો જ બોલશે અને તે પણ ટુકમા અને જરુર પૂરતુ એથી વિપરીત વર્તનારને માટે એમ કહેવાય કે એને વ્યવહારનુ ભાન નથી, અને એ પોતાના આત્માની ઉન્નતિ થતી અટકાવી તેની ખરાબી કરે છે

મુખમાથી એક વાર વચન નીકળી ગયુ તે પાછુ ખેંચી શકાતુ નથી એક જ કુવચન વર્ષોના સબધને લૂલો કરી નાખવા બસ છે, કેમકે ગમે તેવો

શસ્ત્ર વગેરેનો ઘા પડ્યો હોય તો તે રુઝાય પણ કુવચનરૂપ બાણનો ઘા રુઝાતો નથી, એ તો જીદગીભર સાલે છે

જેમ કુવાક્યથી સબ'ધ તૂટે છે તેમ સુવાક્યથી સબધ સધાય છે જે કામ પૈસા, લાગવગ કે બીજુ કરી ન શકે તે જીભની મીઠાશ કરી શકે છે મીઠા શબ્દોમા અપૂર્વ કામણ રહેલું છે એક મીઠો શબ્દ ઉચ્ચારો અને જુઓ કે એની શી અસર થાય છે? એ શબ્દ કદી નકામો જતો નથી એ અણધારેલ સ્થળમા પણ ઉગી નીકળે છે અને એના સુદર ફળો ચાખવાનો સુયોગ સાપડે છે

કોઇ માણસ મીઠુ બોલે તો તેટલા જ ઉપરથી તે ખુશામતીઓ છે, અસત્યનો પક્ષકાર છે, દભી છે એવુ અનુમાન કરવુ વ્યાજબી નથી, કેમકે સાચુ પણ પ્રિય શબ્દમા કહી શકાય છે

જીભની મીઠાશથી આખી આલમ સાથે મિત્રાચારી બાધી શકાય તેમ છે તો પછી વગર પૈસે અને વગર મહેનતે ઉચ્ચારી શકાય તેવા મીઠા વચનો શા સારુ ન બોલવા? કોઇએ અપરાધ કર્યો હોય અને તેને ઠપકો આપવો હોય તો પણ તેમા કદી તોછડાઇ કે કડવાશ આવવી ન જોઇએ એમાં જ મજા છે

સયમશાળી વાણી ઉચ્ચારાય તે માટે (૧) હુ શુ બોલુ છુ, (૨) કોને વિષે બોલુ છુ, (૩) કોની આગળ બોલુ છુ, (૪) કેવી રીતે બોલુ છુ અને (૫) ક્યારે બોલું છુ એનો ખ્યાલ રાખવો ઘટે એ ઉપર પૂરેપૂરુ ધ્યાન આપીને બોલનારને ત્યા વગર તેડે અને વગર નોતરે સુખ આવીને વસે છે, અને એની જીવનયાત્રા સફળ બને છે

---

# કિરણ ૧૮ મુ ટેક

કોઈ એક મોટો સરદાર હતો. તે લડાઇ લડી લડીને એક વખત કટાળી ગયો એથી એણે પોતે તાજેતરમા સર કરેલા કિલ્લામા થોડાક દિવસ આરામ લેવાનુ નક્કી કર્યું, અને એક ઓરડાની બારી ઉઘાડી મૂકી એ સૂતો એની જીવલેણ તરવાર સામેની ભીંત ઉપર લટકતી હતી, અને એનો એક નિમકહલાલ સાથી એનાથી થોડેક અતરે અર્ધજાગૃત દશામા આડો પડેલો હતો

મધરાત થતા એક જોરાવર જુવાન હાથમા ચળકતો છરો લઇને પેલી ઉઘાડી બારીએથી ઓરડામા દાખલ થયો અને સરદારની છાતી ઉપર ચડી બેઠો સરદાર એકદમ જાગી ગયો અને એણે તરત જ પેલા માણસનો છરાવાળો જમણો હાથ પકડી લીધો એણે બેઠા થવાનો તેમજ આ નવો ઓચિંતો હુમલો કરનાર જુવાનને ઉથલાવી પાડવાનો પુષ્કળ પ્રયાસ કર્યો પણ તે ફોગટ ગયો

આ તરફ પેલા જુવાને તો ગમે તેમ કરીને પોતાનો હાથ સરદારના હાથમાથી છોડાવ્યો અને એની છાતીમા છરો ભોંકવાને ઊંચો કર્યો એક ક્ષણમા સરદાર હતો ન હતો થઇ જાત, પણ એનો સાથી વીજળીને વેગે સા દોડી આવ્યો અને પેલા જુવાનનો હાથ પકડીને તેને સરદારની છાતી ઉપરથી ગબડાવી પાડ્યો એક જ આચકે એણે છરો ઝુટવી લીધો અને જુવાનને કેદ કર્યો

આ દરમ્યાન સરદાર બેઠો થઇ આભારદર્શક નયને પોતાના સાથી સામુ જોઇ રહ્યો હતો હવે એણે પેલા જુવાન તરફ નજર કરી તો એને જણાયુ કે તેના ચહેરા પર ભયનુ નિશાન સરખુ યે ન હતુ તે તો શાત ચિત્તે ઊભો હતો. એ જોઇને એને અચબો થયો એણે જુવાનને પૂછ્યુ કે તુ કોણ છે? તુ શા માટે મારુ ખૂન કરવા તૈયાર થયો?

જુવાને પોતાનુ નામ જણાવ્યુ અને સાથે ઉમેર્યું કે અહીંના કિલ્લેદારના કહેવાથી અત્યત ગરીબાઇને લીધે ફક્ત ત્રણસો રુપિયામા આપનુ ખૂન કરવા હુ તૈયાર થયો

જુવાનને આ પ્રમાણે નીડરપણે સાચુ બોલતો સાભળીને સરદાર અંદરથી રાજી થયો પણ બહારથી ગુસ્સે થયો હોય એવો દેખાવ કરતો એ બોલ્યો કહે, હવે તને શી સજા થશે તે તુ જાણે છે?

જરા પણ ગભરાયા વિના જુવાને હસતે મોઢે જવાબ આપ્યો કે મોતની.

આ તરફ સરદારના સાથીનો પિત્તો ઉકળતો જતો હતો તેનાથી હવે રહેવાયુ નહિ એથી તે ઝટ બોલી ઊઠ્યો કે મહારાજ! આવાની સાથે વધુ વાત શી કરો છો? આપ આજ્ઞા આપો એટલે આ જ ક્ષણે આ સેવક આ બદમાસનુ ડોકુ ઉડાવી દે

સરદારે ઉત્તર આપ્યો અત્યારે ને અત્યારે તેમ કરવાની કશી જરુર નથી સવારે શુ કરવુ તે જોઇ લેવાશે હમણા તો તમે એને બીજા ઓરડામા લઇ જાઓ અને સવારે મારી પાસે હાજર કરજો

સવાર પડતાં સરદાર નિત્યકર્મથી પરવાર્યો એટલે એનો સાથી પેલા જુવાનને લઇને એની પાસે આવ્યો સરદારે જુવાનને કહ્યુ કે થોડી વારમા તને તોપને ગોળે ઉડાડી મૂકવામા આવશે, પરતુ તુ એમ વગર મોતે મરે તે પહેલા તારી કોઇ ઇચ્છા બાકી રહી જતી હોય તો તે જણાવ

જુવાન—હુ મારી માને મળી આવવા ઇચ્છુ છુ આપ એક કલાકની રજા આપશો?

સરદાર—પણ તુ પછી એક કલાકમા ન આવે તો?

જુવાન—મહારાજ! પ્રતિજ્ઞાપાલન આગળ આ જીવન પાણી ભરે છે આપ પરીક્ષા કરી જોશો તો ખાતરી થશે

સરદારને જુવાનના વચન ઉપર શ્રદ્ધા બેઠી એટલે એણે તેને જવાની રજા આપી પેલો જુવાન તો કલાકને બદલે પોણા કલાકમા જ પોતાની માને મળીને પાછો ફર્યો આથી સરદારને એના ઉપર ખૂબ ઉમળકો આવ્યો એ તેની પીઠ થાબડતો બોલ્યો ભાઇ! હુ તારી નીડરતા, સત્યપ્રિયતા અને પ્રતિજ્ઞાપાલનની ટેક જોઇને રાજી રાજી થઇ ગયો છુ ચાલ, હુ આ તારો અપરાધ માફ કરુ છુ અને તને છૂટો કરુ છુ તારે જ્યા જવુ હોય ત્યાં તુ હવે જઇ શકે છે તારી કોઇ ઇચ્છા હોય તો કહેતો જા

આ સાભળી જુવાન ગળગળો થઇ ગયો એ સરદારના પગમા પડ્યો અને બોલ્યો કે મહારાજ! આપ મને આપની સેવા કરવાનો લાભ આપશો તો હુ આપનો આભાર જીદગીભર નહિ ભૂલુ

સરદારે તેમ કર્યું અને આ જુવાને પૂરેપૂરી નિમકહલાલીથી એની જીવતાં સુધી સેવા બજાવી

## કિરણ ૧૯ મુ. જ્ઞાનપચમી

તમે બીજી કિરણાવલીમા એ શીખી ગયા છો કે દરેક મહિનાની બે બીજ, બે પાચમ અને બે અગ્યારસ એ 'જ્ઞાનતિથિઓ' કહેવાય છે, કેમકે એ તિથિઓ જ્ઞાનની આરાધના માટે ખાસ કરીને અનુકૂળ ગણાય છે એમા પણ સુદ પાચમને અને તે પણ કાર્તિક સુદ પાચમને વિશેષ મહત્ત્વ અપાય છે એ કાર્તિક સુદ પાચમને આપણે 'જ્ઞાનપચમી' કે 'શ્રુતપચમી' કહીએ છીએ, જ્યારે બીજા કેટલાક લોકો એને 'સૌભાગ્યપચમી' કહે છે

જ્ઞાનપચમી એ કાર્તિક માસમા આવતા આપણા ચાર પર્વોમાનુ બીજુ પર્વ છે એની પહેલાનુ પર્વ તે બેસતુ વર્ષ છે એ દિવસે શ્રીગૌતમસ્વામીને કેવલજ્ઞાન થયુ હતુ એના પછીના બે પર્વો તે કાર્તિક સુદ ચૌદસ અને કાર્તિક પૂર્ણિમા છે

જ્ઞાનપચમીને દિવસે જ્ઞાનાવરણ કર્મનો ક્ષય થાય તે માટે તપશ્ચર્યા કરવાની હોય છે આ મૂળ હેતુ ધીરે ધીરે ભૂલાઈ જતો જોવાય છે આજ કાલ ઘણાખરા લોકો આ દિવસે મદિરમા કે ઉપાશ્રયમા જ્યા ચદરવાથી ને પૂઠિયાથી શોભતી નાણ મડાઈ હોય ત્યા જ્ઞાનના સાધન તરીકે કોરા કાગળ અને કાઠા લઈને જાય છે પછી ત્યા જે ગ્રથ પધરાવેલા હોય તેની પૂજા કરી પાટ ઉપર પૈસાટકા મૂકે છે આ પ્રમાણે તેઓ જ્ઞાનના ઉપકરણોની પૂજા કરી જ્ઞાનની આરાધના કરે છે



આ પ્રમાણે જેમ લોકો જ્ઞાનની ભક્તિના બાહ્ય રૂપને અખડ જાળવી રાખવા પર ધ્યાન આપે છે તેમ એ જ્ઞાનની ભક્તિના આતરિક કારણરૂપ અધ્યયન, અધ્યાપન, શાસ્ત્રાજ્ઞા પ્રમાણેનુ વર્તન, જ્ઞાનની, જ્ઞાનના ઉપકરણોની અને જ્ઞાનીની આશાતનાનુ વર્જન ઇત્યાદિ તરફ પણ તેમણે પૂરતુ ધ્યાન

આપવુ જોઇએ જો તેઓ એમ ન કરે તો જેમ કોઇ જૂનુ રેશમી વસ્ત્ર ઘણા વર્ષો સુધી પેટીમા કે કબાટમા એમનુ એમ પડી રહેતા ઉધાઇ વગેરેથી એના તાણાવાણા ખવાઇ જાય અને પછી એની ઘડી અકબંધ રહેલી હોવા છતા એ પહેરવાના કામમા ન આવે તેમ જ્ઞાનની ભક્તિને નિમિત્તે બાહ્ય ક્રિયા આજે જેવી અને તેવી ચાલૂ રહે તેમ છતા આપણે ત્યા જ્ઞાનની સાચી ઉપાસના રહે નહિ

અસલના વખતમા જ્ઞાની મહર્ષિઓ ઘણા હતા અને તેમની સ્મરણશક્તિ પણ અજબ હતી એ શક્તિ ઘટતા જ્ઞાન ભૂલાવા લાગ્યુ ત્યારે આપણા પવિત્ર ગ્રંથોને લખાવી લેવામા આવ્યા પછી એનો ધીરે ધીરે નાશ થતા કરી ઉમેરો થતો ચાલ્યો અને એનો સગ્રહ થવા માડ્યો વખત જતા જ્ઞાનભડારો ઊભા કરવાની જરુર જણાઇ અને તે સ્થપાયા

જ્ઞાનભડારોમા વર્ષા ઋતુમા જે ભેજ પેસી ગયો હોય તેને દૂર કરવો જોઇએ એ માટે વર્ષા પછી વહેલામા વહેલો અને સૌથી વધારે અનુકૂળ મહિનો કાર્તિક છે આ મહિનો બેસે છે તેવામા વરસાદનો સભવ ઓછો રહે છે શરદ્ ઋતુ પ્રૌઢ અવસ્થાને પહોંચી ચૂકેલી હોવાથી સૂર્યના પ્રખર કિરણો પડે છે એને લીધે વર્ષા ઋતુની ભેજવાળી હવાને માટે સ્થાન રહેતુ નથી ભેજ લાગેલા ગ્રંથોને તડકો ખવડાવવાથી એને હાનિ પહોંચતી અટકે છે અને એ સચવાઇ રહે છે

વર્ષા ઋતુમા ગ્રંથોને બધબારણે રાખેલા હોવાથી તેને ઉધાઇ વગેરે લાગવાનો સભવ રહે છે એ ઉધાઇ વગેરેને જયણાથી દૂર કરવી તેમજ ગ્રંથોને ધૂળ વગેરે લાગી હોય તો તે ખખેરી નાખવી જોઇએ એ કાર્ય કર્યા પછી ગ્રંથોને તડકે મૂકવા જોઇએ

ગ્રન્થોમા જીવાત વગેરે ન પડે તે માટે ઘોડાવજ ઇત્યાદિની પોટલીઓ મૂકેલી હોય છે તે વર્ષ આખરે નકામી થઇ જતી હોવાથી બદલવી જોઇએ પોથી રાખવાના દાબડા અને કબાટ, પાટી, પાઠા, બધન વગેરે બગડી ગયા હોય તો તેને સુધારવાં કે બદલવા જોઇએ વળી કોઇ પોથીના પાના ચોંટી ગયા હોય તો તેના સબધમા યોગ્ય પ્રબધ કરાવો જોઇએ

આ પ્રમાણેના જ્ઞાનની ભક્તિના સુદર કાર્ય એક જ વ્યક્તિને કરવા અગવડભર્યાં થઇ પડે આથી એ દિવસે શ્રાવકોએ પોતાનો ધધોરોજગાર અને ઘરની ધમાલને બાજુ પર રાખી આહારાદિનો નિયમ લઇ પૌષધવ્રત સ્વીકારી

આવા ઉત્તમ કાર્ય કરવા જોઇએ જેથી ગ્રથનુ રક્ષણ થાય અને વળી જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થાય

આજે જ્ઞાનપચમીને દિવસે કરવાના આ કાર્ય ઓછા થતા જાય છે એટને આપણે આ તરફ પૂરેપૂરુ ધ્યાન આપવુ જોઇએ આ ઉપરાત જ્ઞાનની આરાધના માટે આપણે બીજુ પણ ઘણુ કરવાનુ છે આપણા કેટલા યે ગ્રથો આજે નામશેષ થવાની તૈયારીમા છે તો તેનો સત્વર ઉદ્ધાર થવો જોઇએ એટલે કે આપણે એ ગ્રથોની વધારે નકલો કરાવી લેવી જોઇએ.

જ્ઞાનને ટકાવી રાખવુ હોય તો ગ્રથો કાગળ ઉપર છપાવાય કે કાગળ અને તાડપત્ર ઉપર એ લખાવાય તેના કરતા ધાતુ અને પથર ઉપર પણ એ કોતરાવાય તો એ વધારે વખત ટકે આ કાર્ય તરફ જ્ઞાનનુ ઉદ્યાપન કરનાર શક્તિ અનુસાર લક્ષ આપે તો ધીરે ધીરે અનેક ગ્રથો ચિર કાળ પર્યંત જળવાઈ રહે

જ્ઞાનભક્તિના આ કાર્યો ઉપરાત ચીનમા જેમ પુસ્તકના ખપવાળાને તે મળી શકે તેવી વ્યવસ્થા છે તેવી જાતની કોઇક વ્યવસ્થા આપણે ત્યા પણ થવી ઘટે

ચીનમા પુસ્તકો મેળવવાની એવી વ્યવસ્થા કરવામા આવી છે કે ગરીબમા ગરીબ માણસ પણ રફતે રફતે પુસ્તકનો સગ્રહ કરી શકે જ્યા બજારમા શાકભાજી મળે છે ત્યા પુસ્તકો પણ મળે છે પચાસ ફોર્મ (form)નુ પુસ્તક હોય અને એને માટે સામટી કિંમત અપાય એવુ ન હોય તો દરરોજ શાક લેતી વખતે એક એક ફોર્મ ખરીદાય અને એ રીતે આખુ પુસ્તક ધીરે ધીરે ખરીદી શકાય એવી વ્યવસ્થા છે આથી કોઇ ગરીબમા ગરીબ ઘર પણ પુસ્તક વગરનુ રહેતુ નથી કોઇ પણ ઘેર પૂછો કે દેવગૃહ ક્યા છે અને પછી ત્યા જઇ જુઓ તો દેવગૃહ પાસે જ પુસ્તકનો પણ સગ્રહ હોય જ

આપણે પણ ઘેર ઘેર પુસ્તકોનો સગ્રહ થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ તેની સાથે એ પણ આપણે યાદ રાખવુ જોઇશે કે એ પુસ્તકોના અધ્યયન અને અધ્યાપન માટે પણ આપણે વ્યવસ્થા કરવી ઘટે, નહિ તો પછી એક મદિર ઊભુ કરીએ અને તેની પૂજા માટે યોગ્ય બદોબસ્ત ન કરીએ તેના જેવુ આ કાર્ય ગણાય જ્ઞાનમા રસ લેનાર અને તે મુજબ ધાર્મિક ક્રિયા કરનાર અભ્યાસક ન ઊભા કરીએ તો પૂજારી વિનાનુ કેવળ મદિર ઊભુ કર્યાથી શો લાભ?

---

## કિરણ ૨૦મું. ભાવડ અને જાવડ

વિક્રમાદિત્ય રાજાના સમયમાં એક ભાવડ નામે શ્રાવક પોતાની પત્ની ભાવલ સાથે કાંપિલ્યપુરમા વસતા હતા એક વેળા કોઇ મુનિરાજ એમને ત્યા ગોચરી માટે આવ્યા ભાવલે તેમને શુદ્ધ અને નિર્દોષ આહાર ભાવથી વહોરાવ્યો અને પછી પોતાની દરિદ્ર સ્થિતિ માટે એવો ઉપાય સૂચવવા વિનતિ કરી મુનિરાજે કહ્યુ કે કોઇ ઉત્તમ જાતની ઘોડી વેચાવા માટે તમારે ત્યાં આવે તો એ લઇ લેજો, એ ખરીદવાથી તમારી દરિદ્રતા દૂર થશે એમ બોલી મુનિરાજ ચાલ્યા ગયા

ભાવલે પોતાના પતિ ભાવડને આ વાત કહી પછી થોડા દિવસમા ઘોડી વેચાવા આવતાં ભાવડે તે ખરીદી. એ ઘોડીએ વખત જતા એક ઉત્તમ ઘોડાને જન્મ આપ્યો એ ઘોડો મોટો થતાં ભાવડે તેને ત્રણ લાખ રુપિયામા એક રાજાને વેચ્યો અને પછી એ મોટી રકમમાંથી એમણે બીજા ઘણા સુંદર ઘોડાઓ ખરીદ્યા અને તેનુ બરાબર જતન કરી વિક્રમાદિત્યને એ વેચ્યા એના બદલામા એ રાજાએ ભાવડને મધુમતી ગામ ઇનામમાં આપ્યુ અને એ ગામમા ભાવડે રહેવા માડ્યુ કાલાંતરે તેમને ત્યાં એક પુત્ર અવતર્યો એનુ નામ જાવડ રાખવામા આવ્યુ ભાવડના મરણ બાદ જાવડ પોતાના પિતાની સંપત્તિના માલિક બન્યા

એક વેળા મ્લેચ્છોએ સોરઠ વગેરે દેશો ઉપર હુમલો કરી એ દેશોનુ ધન લૂટી લીધું તેમજ બાળબચ્ચાને અને સ્ત્રીપુરુષોને તેઓ પકડી પોતાને દેશ લઇ ગયા એમા જાવડ પણ સપડાઇ ગયા હતા

જાવડ ઘણા ચતુર વેપારી હતા એટલે પરદેશમા પણ એમણે મ્લેચ્છોને રાજી કરી મોટો વેપાર કર્યો અને એઓ ખૂબ કમાયા મ્લેચ્છોના દેશમા રહેવા છતા એઓ પોતાનો ધર્મ બરાબર પાળતા એમણે એ દેશમા એક રમણીય જૈન મંદિર બંધાવ્યુ જે કોઇ સાધર્મિક ભાઇ કે બેન ત્યાં આવતા તેમની એઓ પૂરેપૂરી આગતાસ્વાગતા કરતા એક વેળા એક મુનિરાજ ત્યાં આવી ચડ્યા જાવડે તેમનો યોગ્ય સત્કાર કર્યો પ્રસંગ મળતા એ મુનિરાજે શત્રુંજય તીર્થની કઢંગી દશા કહી સંભળાવી અને એનો ઉદ્ધાર કરવા સૂચના કરી જાવડે તેમ કરવા એક મહિના સુધી તપ કરી ચક્રેશ્વરી દેવીનુ આરાધન કર્યું દે[illegible] એમને કહ્યુ કે તક્ષશિલા [illegible]ગન્મલ્લ નામનો રાજા છે

જા સા જે ધર્મચક્ર છે તેના આગળના ભાગમા શ્રીઋષભદેવની પ્રતિમા છે તે તુ લઈ આવ અને શત્રુજય ઉપર એની સ્થાપના કર

જાવડે દેવીના કહ્યા મુજબ કર્યું ધર્મચક્ર પાસે રહેલી શ્રીઋષભદેવની પ્રતિમાને ત્રણ પ્રદક્ષિણા દઇ એ પ્રતિમા એમણે ઉપાડી અને પછી એ લઇને એઓ ધામવૂમથી પોતાના મધુમતી ગામમા આવ્યા

જાવડે કેટલોક માલ વહાણોમા ભરી ચીન વગેરે પરદેશમા વેચવા માટે મોકલ્યો હતો એ વેચાઇ જતા એના બદલામા સોનુ લઇ એ વહાણો એ સમયે પાછા ફર્યાં એની ખબર પડતા જાવડને ઘણો આનદ થયો

આ અરસામા જૈન સઘના આચાર્ય શ્રીવજ્રસ્વામી મધુમતીમા પધાર્યા તેમની અધ્યક્ષતામા જાવડે શત્રુજય તીર્થનો મોટો સઘ કાઢ્યો અને પેલી પ્રતિમા સાથે લીધી શત્રુજય આવતા સકળ સઘ સહિત જાવડે એ તીર્થ ઉપર ચડવા માડ્યુ રસ્તામા કેટલાક ઉપદ્રવો થયા, પરતુ શ્રીવજ્રસ્વામીએ તે દૂર કર્યાં

ઉપર પહોંચતા જાવડે નજર કરી તો ચારે બાજુ હાડકા વગેરે અપવિત્ર વસ્તુઓ પડેલી જણાઇ મદિર ઉપર બેસુમાર ઘાસ ઊગી ગયેલુ દેખાયું તીર્થની આવી અધમ દશા થયેલી જોઇ એમને ઘણો ખેદ થયો એથી એમણે બધી જગ્યા સાફ કરાવી શત્રુજી નદીના જળ વડે તે ધોવડાવી અને પછી બધુ ઠીક થતા પ્રતિમા યોગ્ય રીતે પધરાવી આ વખતે પણ કેટલાક ઉપદ્રવ થયા, પરતુ શ્રીવજ્રસ્વામીએ તેનુ નિવારણ કર્યું

પ્રતિષ્ઠામા જાવડે અઢળક ધન ખરચ્યુ મદિરના શિખર ઉપર ધજા ચડાવવા માટે જાવડ પોતાની પત્ની સહિત શિખર ઉપર ચડ્યા એ વખતે પોતે કેવો મહાન પુનરુદ્ધાર કરી શક્યા છે એ વિચાર આવતા એ દપતી અતિશય આનદમા આવી ગયા અને તેમનો તરત જ દેહવિલય થયો આથી એમના પુત્ર જાજનાગને તેમજ સઘને બહુ આઘાત થયો શ્રીવજ્રસ્વામીએ ઉપદેશ આપી તેમને શાત પાડ્યા

શત્રુજય તીર્થની રક્ષા માટે જાવડે બીજુ ઘણુ ઘણુ કરવાનુ નક્કી કર્યું હતુ, પરતુ એમના અકાળ અવસાનથી એ કામ અટકી પડ્યુ આથી તો આજે પણ જે મોટુ કાર્ય અપૂર્ણ રહી જાય છે તે માટે એમ કહેવાય છે કે 'આ તો જાવડકાર્ય છે'

---

## કિરણ ૨૧ મુ. અરિહંત પ્રભુના બાર ગુણ ભાગ ૧ લો

'અરિ' અને 'હંત' એ બે શબ્દો મળીને 'અરિહંત' શબ્દ બનેલો છે એમાં 'અરિ' શબ્દનો અર્થ 'દુશ્મન' કરાય છે, અને 'હંત' શબ્દનો અર્થ 'હણનાર' કરાય છે આથી 'અરિહંત'નો અર્થ 'દુશ્મનોને હણનાર' એવો કરાય છે અહીં દુશ્મનોથી ક્રોધ, ગર્વ, કપટ, લોભ, વેર વગેરે દુર્ગુણો સમજવાના છે તીર્થંકર પ્રભુએ આવા દુશ્મનોનો જડમૂળથી નાશ કર્યો હોવાથી એઓ 'અરિહંત' કહેવાય છે એમના ગુણોની ગણના થઈ શકે તેમ નથી, છતા તેનો કઈક ખ્યાલ આવે તે માટે એમના બાર ગુણો ગણાવાય છે એ બાર ગુણોના બે વર્ગ પાડવામાં આવે છે તેમા પહેલા વર્ગમા ચાર અતિશયો અને બીજા વર્ગમા આઠ પ્રાતિહાર્યો ગણાવાય છે

'અતિશય'નો અર્થ 'અધિકતા' કે 'વિશેષતા' થાય છે તીર્થંકર પ્રભુને લગતી કેટલીક હકીકતો એવી છે કે જે અન્ય મનુષ્યોમા મોટે ભાગે નજરે પડતી નથી વળી સામાન્ય મનુષ્યને તો એ હકીકતો જરુર ચમત્કારી લાગે આવી હકીકતોને 'અતિશય' કહેવામા આવે છે

ચાર અતિશયોના નામ નીચે મુજબ છે —

(૧) અપાયાપગમાતિશય, (૨) જ્ઞાનાતિશય, (૩) પૂજાતિશય અને (૪) વચનાતિશય

અપાયાપગમાતિશય—'અપાય' અને 'અપગમ' એ શબ્દો મળીને 'અપાયાપગમ' શબ્દ બનેલો છે તેમા અપાયનો અર્થ 'ઉપદ્રવ' કે 'કષ્ટ' કરાય છે, અને 'અપગમ'નો અર્થ 'નાશ' કરાય છે સસારી જીવને ખરેખરો ઉપદ્રવ કરનાર કોઇ હોય તો તે 'મોહ' છે એનો નાશ થવાથી જે વિશેષતા ઉત્પન્ન થાય છે તે 'અપાયાપગમાતિશય' કહેવાય છે આ અપાયાપગમાતિશયનો પ્રભાવ એ છે કે તીર્થંકરને પોતાને કોઈ પણ જાતનો ઉપદ્રવ થાય નહિ વળી તેઓ જ્યા જ્યા વિચરે ત્યાના ત્યાના લોકોના ઉપદ્રવો પણ નાશ પામે દાખલા તરીકે તેઓ જ્યા હોય તેની આસપાસ ચારે દિશામા સવાસો યોજન સુધી લોકોને યુદ્ધ, વ્યાધિ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરેની પીડા ભોગવવી ન પડે

આ ઉપરથી જણાશે કે અપાયાપગમાતિશયના બે પ્રકાર પડી શકે છે તેમા પહેલો પ્રકાર તીર્થંકરના પોતાના સબધમા છે તેથી એ 'સ્વાશ્રયી

અપાયાપગમાતિશય' કહેવાય છે, અને બીજો પ્રકાર અન્ય સાથે સબંધ ધરાવે છે તેથી એ 'પરાશ્રયી અપાયાપગમાતિશય' કહેવાય છે

**જ્ઞાનાતિશય**—તીર્થંકરને સદા તમામ વસ્તુઓને લગતુ બધી જાતનુ જ્ઞાન હોય છે આવા જ્ઞાનને 'કેવલજ્ઞાન' કહેવામા આવે છે આ કેવળજ્ઞાનથી ઉત્પન્ન થતી વિશેષતા તે 'જ્ઞાનાતિશય' કહેવાય છે

**પૂજાતિશય**—જે વિશેષતાને લીધે રાજાઓ, દેવો અને ઇન્દ્રો તીર્થંકરની પૂજા કરે છે તે 'પૂજાતિશય' કહેવાય છે અશોક વૃક્ષ વગેરે આઠ પ્રાતિહાર્યોની રચના એ ઇન્દ્રો દ્વારા કરાતી પૂજાનુ એક અગ છે આવી પ્રાતિહાર્યરૂપ પૂજાને તીર્થંકર લાયક હોવાથી તેઓ 'અર્હત' કહેવાય છે 'અર્હત' શબ્દ પૂજા અર્થવાળા 'અર્હ્' ધાતુ ઉપરથી બનેલો છે, અને એનુ પ્રાકૃત રૂપ 'અરિહત' થાય છે

**વચનાતિશય**—તીર્થંકર પ્રભુ જ્યારે, જ્યા, જેવુ અને જેમ વચન ઉચ્ચારવાનુ હોય ત્યારે, ત્યા, તેવુ અને તેમ જ વચન ઉચ્ચારે છે એમની વાણીમા અનેક ગુણો રહેલા છે જ્યારે એઓ ઉપદેશ આપતા હોય ત્યારે એમની વાણી એક યોજન સુધી સભળાય છે અને પશુઓ અને પખીઓ પણ એ સમજી શકે છે એ પ્રાણીઓને એમ લાગે છે કે પ્રભુ અમારી જ વાણીમા બોલે છે વળી એ વાણી એવી છે કે એ તમામ જીવોના સશયોને એકી વખતે દૂર કરી શકે છે આ પ્રભુની વાણી સબધી તેમની વિશિષ્ટતા તે 'વચનાતિશય' કહેવાય છે

## કિરણ ૨૨ મુ. અરિહંત પ્રભુના બાર ગુણ ભાગ ૨ જો

ઇન્દ્રોને તીર્થંકર પ્રભુની ભક્તિ કરવી બહુ ગમે છે એટલે તે માટે તેઓ પોતાના હાથ તળેના દેવોની એ કામ માટે નિમણૂક કરે છે એ દેવો પ્રભુના પહેરેગીર તરીકે કામ કરે છે પહેરેગીરને સસ્કૃત ભાષામા 'પ્રતિહાર' કહેવામાં આવે છે આવા પ્રતિહારરૂપ દેવો પ્રભુના વૈભવ અને ગૌરવ સૂચવનારા જે કાર્યો નિયમિત રીતે કરે છે તે 'પ્રાતિહાર્ય' કહેવાય છે આવા પ્રાતિહાર્યો આઠ છે એનાં નામ નીચે મુજબ છે—

(૧) અશોક વૃક્ષ, (૨) પુષ્પવૃષ્ટિ, (૩) દિવ્ય ધ્વનિ, (૪) ચામર, (૫) આસન, (૬) ભામડળ, (૭) દુદુભિ અને (૮) છત્ર

આ હકીકત સસ્કૃત ભાષામા નીચે મુજબના પદ્યમા રજૂ કરાયેલી છે—

"अशोकवृक्षः सुरपुष्पवृष्टिर्दिव्यो ध्वनिश्चामरमासनं च ।
भामण्डल दुन्दुभिरातपत्र सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥"

**અશોક વૃક્ષ**—જ્યારે જ્યારે તીર્થંકર પ્રભુ નવા ક્ષેત્રમા ધર્મનો ઉપદેશ આપે છે ત્યારે ત્યારે તો દેવો ત્રણ ગઢવાળુ અને એક યોજન જેટલા વિસ્તારવાળુ સમવસરણ રચે છે જ તેઓ એમા પ્રભુને બેસવા માટે સિંહાસન રચે છે અને એ સિંહાસનની ઉપર પ્રભુના દેહથી બારગણુ ઊચુ અશોકનુ ઝાડ રચે છે પ્રભુ એ ઝાડની નીચે બેસીને દેશના આપે છે અશોક વૃક્ષ એ પહેલુ પ્રાતિહાર્ય ગણાય છે

**પુષ્પવૃષ્ટિ**—એક યોજન જેટલા વિસ્તારવાળા સમવસરણની ભૂમિ ઉપર દેવો પાચે વર્ણોનાં સુગધી ફૂલોનો ઢીંચણ સુધી વરસાદ વરસાવે છે એને 'પુષ્પવૃષ્ટિ' કહેવામા આવે છે પુષ્પવૃષ્ટિ એ બીજુ પ્રાતિહાર્ય ગણાય છે

**દિવ્ય ધ્વનિ**—જ્યારે તીર્થંકર પ્રભુ દેશના આપે છે ત્યારે તેમની મધુર વાણીમા સૂર પૂરવા માટે દેવો વીણા, વાસળી વગેરે વાજિંત્રો વગાડે છે, એથી પ્રભુની મધુર વાણી વધારે ખીલી ઊઠે છે અને એ દિવ્ય ધ્વનિ બને છે દિવ્ય ધ્વનિ એ ત્રીજુ પ્રાતિહાર્ય ગણાય છે

**ચામર**—તીર્થંકર પ્રભુ વિચરતા હોય ત્યારે એમની બને બાજુએ એકેક યક્ષ ચામર હાથમા ધારણ કરી આકાશમાર્ગે ચાલે છે અને તેઓ વિચરતા ન હોય ત્યારે તેમની પાસે ઊભા રહે છે [illegible] પ્રભુ પૂર્વ દિશા તરફ મુખ રાખીને સિંહાસન ઉપર બેસે કે તરત જ દેવો [illegible] દિશાઓમા એકેક સિંહાસન

રચે છે અને તેના ઉપર એમની આબેહુબ મૂર્તિ રચે છે આથી કરી પ્રભુને ચાર મુખ હોય એમ ભાસે છે દરેક સિંહાસન પાસે બીજા ગ્રહીને યક્ષો રત્નો વડે જડેલા અને સોનાની દાંડીવાળા બે ચામરો હાથમા લઈને પ્રભુને વીંઝે છે એકદર સમવસરણમા ચાર સિંહાસનો હોવાથી કુલે આઠ ચામરો હોય છે ચામર એ ચોથુ પ્રાતિહાર્ય ગણાય છે

**આસન**—તીર્થંકર પ્રભુ વિચરતા હોય ત્યારે પાદપીઠથી યુક્ત એવુ એક સિંહાસન આકાશમા અદ્ધર ચાલે છે, પરતુ સમવસરણમાં તો પ્રભુને બેસવા માટે દેવો રત્નથી જડેલા એવા જે સોનાના સિંહાસન રચે છે તે સ્થિર હોય છે આપણે ઉપર જોઈ ગયા તેમ સમવસરણમા એકદર ચાર સિંહાસનો હોય છે સિંહાસન એ પાચમુ પ્રાતિહાર્ય ગણાય છે

**ભામડળ**—તીર્થંકર પ્રભુના મસ્તકની પાછળ દેવો તેજનુ માડલુ રચે છે એ તેજનુ માડલુ 'ભામડળ' કહેવાય છે એનુ તેજ સૂર્યના તેજ કરતા પણ વધારે હોય છે પ્રભુના મુખ સામુ જોઈ શકાય તે માટે જાણે પ્રભુનુ બધુ તેજ એમા સહરી લેવાયુ હોય એવુ આ તેજ છે ભામડળ એ છઠ્ઠુ પ્રાતિહાર્ય ગણાય છે

**દુદુભિ**—સમવસરણમા દેવો દુદુભિ વગાડે છે દુદુભિ એ સાતમુ પ્રાતિહાર્ય ગણાય છે

**છત્ર**—તીર્થંકર પ્રભુ ચાલતા હોય ત્યારે એમના મસ્તક ઉપર દેવો એકના ઉપર એક એમ ત્રણ છત્રો ધરે છે પ્રભુ સમવસરણમા સિંહાસન ઉપર બેસે છે ત્યારે પણ દેવો તેમના માથા ઉપર એકના ઉપર એક એમ ત્રણ છત્રો ધરે છે એ છત્રો શરદ્ ઋતુના ચદ્ર જેવા નિર્મળ હોય છે અને તે મોતીની હારો વડે શોભે છે સમવસરણમા દરેક સિંહાસનને લગતા ત્રણ ત્રણ છત્રો હોવાથી છત્રોની કુલ સખ્યા બારની થાય છે છત્ર એ આઠમુ પ્રાતિહાર્ય ગણાય છે

આ પ્રમાણેના આઠ પ્રાતિહાર્યો અને આની પૂર્વેના કિરણમા ગણાવેલા ચાર અતિશયો મળીને અરિહત પ્રભુના કુલે ૧૨ ગુણો થાય છે

---

## કિરણ ૨૩ મુ. પરોણાનુ કર્તવ્ય

નિવેદિતા! નિવેદિતા! આમ આવ જો, આ કાગળમાં તારુ નામ લખેલુ છે ઇન્દુકુમારે એમ કહી એની પુત્રીને પાસે બોલાવી નિવેદિતાએ પૂછ્યુ બાપાજી! આ કોનો કાગળ આવ્યો છે?

ઇન્દુ૦—આપણે ત્યાં પેલા સુરચદભાઇ આવ્યા હતા તેમનો આ કાગળ છે

આ પ્રમાણે ઇન્દુકુમાર અને નિવેદિતા વાત કરતા હતા તેવામા ઇન્દુકુમારનો મોટો પુત્ર રમણિક ત્યા આવી પહોંચ્યો ઇન્દુકુમારે એને કાગળ વાચવા આપ્યો તેમાં પોતાનુ નામ લખેલુ હતુ તે વાચી એ ગજી થયો અને સુરચદભાઇના વખાણ કરવા લાગ્યો ઇન્દુકુમાર પણ બોલી ઊઠ્યા કે સુરચદભાઇ જેવા પરોણા સૌને ગમે આપણે ત્યા આવ્યા તે પહેલા તેમણે મને એક પત્ર લખી પૂછાવ્યુ હતુ કે હું આપને ત્યાં ઉતરવા માગુ છુ મારે પાચેક દિવસનુ કામ છે આપને અડચણ તો નહિ પડેને?

રમણિક—બાપાજી! તમે શો જવાબ લખ્યો?

ઇન્દુ૦—મેં લખ્યુ કે આપ ખુશીથી પધારશો અમને આનદ થશે પછી તો તેઓ આવ્યા કેમ, તને યાદ છેને? હુ અને નિવેદિતા તેમને સ્ટેશન (station) પર લેવા ગયા હતાં મને જોતા જ તેમણે પૂછ્યુ કે ઘરમા બધાં સારાં છેને? મેં હા પાડી

તેઓ આપણે ત્યાં રહ્યા ત્યારે સૌને કેવા વિવેકથી બોલાવતા હતા!

કેટલાક પરોણા એવા હોય છે કે તેઓ ગમે ત્યા ગપ્પા મારતા બેસી રહે અને આપણે તેમને માટે ખોટી થવુ પડે સુરચદભાઇની તો વાત જ જુદી આપણા ઘરની સગવડ પ્રમાણે તેઓ વખતસર સ્નાન કરતા હતા જમવાનો વખત થાય ત્યારે આપણે તેમની રાહ જોવી પડતી ન હતી

આપણા રામાને કઇ કામ માટે બહાર મોકલવો હોય તો તેઓ મને પૂછતા અને પછી જ મોકલતા કેટલાકમાં આવો વિવેક હોતો નથી તેઓ તો ઘરના નોકરચાકર ઉપર પરભાર્યો હુકમ બજાવે છે અને તેમને બહાર પણ મોકલે છે આ ઠીક ન કહેવાય

રમણિક—હુ તેમના ઓરડામા કોઇ કોઇ વાર જતો તો તેમની સ્વચ્છતા અને વ્યવસ્થા જોઇને રાજી થઇ જતો તેઓ કપડા બરાબર ખીંટીએ ભેરવતા,

તેમની કોઇ પણ ચીજ તેઓ રસ્તામા રખડતી રાખતા નહિ તેમનો પહેરવેશ પણ સાદો અને શોભીતો હતો મને તો એમની પાસે જવુ ખૂબ ગમતું, પણ તમે કહ્યુ હતુ કે વાર વારે જઇએ તો તેઓ અકળાય અને તેમના કામમા ખલેલ પડે એટલે તેઓ બોલાવતા ત્યારે જ હુ જતો જ્યારે જાઉં ત્યારે તેઓ કઇ ને કઇ કામ કરતા હોય

ઇન્દુ૦—સરચદભાઇ અહીં આવ્યા પછી એમને ખબર પડી કે એમના એક સ્નેહી પણ અહીં જ રહે છે તેમને ઘેર જમવા જવાનુ આમત્રણ આવ્યુ ત્યારે એઓ મને પૂછવા આવ્યા મેં એમને કહ્યુ કે ખુશીથી જાઓ અને પછી એમણે આમત્રણ સ્વીકાર્યું

રમણિક—સરચદકાકા અહીંથી ગયા ત્યારે તેઓ આપણા ગમાના હાથમા કઇક મૂકતા ગયા હતા

ઇન્દુ૦—એમ કરવુ તે ઠીક છે વવારે નોકરો હોય તો દરેકને થોડુ થોડુ અપાય તો સારુ આપણે જેમને ત્યા ઉતર્યા હોઇએ તેમને ત્યા કોઇ નાનુ બાળક હોય તો તેમના હાથમા પણ આપણી શક્તિ પ્રમાણે પૈસા મુકવા જોઇએ, પરતુ એ ધ્યાનમા રાખવુ કે આપણે વીશીનો ખર્ચ આપીએ છીએ અથવા તો ઉપકારનો બદલો વાળીએ છીએ એવુ લાગે એવી મોટી એ રકમ ન હોવી જોઇએ

રમણિક—બાપાજી! તમે સરચદકાકાને થોડા દિવસ રોકાઇ જવા કહ્યુ પણ તેઓ તો ચાલ્યા જ ગયા

ઇન્દુ૦—કામ પતી ગયા પછી વધારે વખત રોકાઇ રહેવુ એ વ્યાજબી ગણાતુ નથી

રમણિક—બાપાજી! આપણે પરોણા તરીકે કેમ વર્તવુ તે હું હવે સમજ્યો.

અત્યાર સુધી રમણિકના મોટા કાકા વસતલાલ મૂગા બેઠા હતા તેઓ હવે બોલ્યા કે રમણિક! જો, હુ પણ તને થોડીક શીખામણ આપુ છુ આપણે જેમને ત્યા ઉતર્યા હોઇએ તેમને ત્યાના માણસો આપણી તહેનાતમા રહે એવી ઇચ્છા રાખવી નહિ, કેમકે એથી તો આપણે એમના કામમા ખલેલરૂપ થઇએ છીએ અને આપણે પોતાને બહુ મોટા માનીએ છીએ એવો દેખાવ થાય છે

રમણિક! આપણે જેમને ઘેર પરોણા તરીકે રહ્યા હોઇએ તેમને આપણે

ભારરૂપ ન થઇ પડીએ તેની આપણે પૂરેપૂરી કાળજી રાખવી જોઇએ એટલુ જ નહિ, પણ તેમના કામમા આપણાથી જે કઇ મદદ થઇ શકે તે કરવી જોઇએ

વાતનાતમા બહુ ચીકણા થવુ નહિ કે ઘર વિષેની બાબતોમા બહુ ચાપચીપ કે પૂછપરછ ન કરવી તેમજ બહુ અતડા પણ ન રહેવુ

કોઇ બીજા પરોણા આવ્યા હોય તો તેમની સાથે રીતસર વર્તવુ

કોઇ આનદનો પ્રસગ ઉજવાતો હોય તો તેમા યોગ્ય ભાગ લેવો

આપણે જેમને ત્યા પરોણા તરીકે રહ્યા હોઇએ તેમને ત્યા આપણી કોઇ ચીજ રહી તો જતી નથી એ બાબત વિદાય થતી વેળા તપાસ કરી લેવી, કેમકે નહિ તો તેમને એ મોકલી આપવાની નાહકની તકલીફ વેઠવી પડે

જેમની સાથે બોલવા ચાલવાનો સબધ થયો હોય તેમને વિદાય થતી વેળા મળીને નીકળવુ

ઘરના માણસોને પડેલી તકલીફ માટે બે સારા શબ્દ કહેવાનુ ભૂલવુ નહિ

વળી કોઇને ઘેર પરોણા થઇને આવ્યા પછી કોઇ બીજાને તેના ઘરનો મામલો કહેવો નહિ કે તેની ખોટી ટીકા કરવી નહિ, કેમકે એવુ કામ કરનાર તો નગુણો ગણાય

---

## કિરણ ૨૪ મુ દડનાયક આભૂ

ગુજરાત દેશમા ભોળા ભીમ નામનો એક રાજા થઇ ગયો એ રાજાને આભૂ નામનો એક ડનાયક હતો એ આભૂ જાતે શ્રીમાળી વાણિયો હતો એ શ્રાવક ધર્મ સારી રીતે પાળતો હતો

એક વેળા ભોળો ભીમ અણહિલપુરમા ન હતો અને રાણી કારભાર ચલાવતી હતી એવે સમયે મુસલમાનોએ એના નગર ઉપર ચઢાઇ કરી આવી રાણીને ચિતા થવા લાગી તેણે આભૂને બોલાવી એ ની સલાહ પૂછી આભૂએ કહ્યુ કે મહારાણીજી! જો તમે મારા ઉપર પૂરેપૂરો વિશ્વાસ રાખી મને યુદ્ધના સબધમા સ્વતત્ર સત્તા આપો તો હુ આ આવનારી આફત દૂર કરી શકુ રાણીએ તેમ કર્યું

આભૂએ લશ્કર તૈયાર કર્યું અને લડાઇના મેદાનમા પડાવ નાખ્યો બીજે દિવસે સવારે જ ભયકર લડાઇ થનાર હતી એથી આખો દિવસ લશ્કરને તાલીમ આપવામા તેણે પસાર કર્યો સાજ પડતા આવી એટલે તેણે પ્રતિક્રમણ કરવાનો વિચાર કર્યો, કેમકે તેણે સવારે અને સાજે એમ બને વાર પ્રતિક્રમણ કરવાનો નિયમ લીધો હતો એ વતધારી શ્રાવકે પ્રતિક્રમણ કરવા માટે કોઇ એકાત સ્થળમા જવાનો વિચાર કર્યો, પરતુ ક્યાય અન્યત્ર જવાથી લડાઇની બાજી બદલાઇ જાય એમ વિચારી તેણે હાથીની અબાડી ઉપર બેઠા બેઠા જ દૈવસિક પ્રતિક્રમણ કરવા માડ્યુ

પ્રતિક્રમણ કરતા તે ઇર્યાપથિકીસૂત્રના પાઠ બોલવા લાગ્યો એ સાભળીને એક સૈનિકે બીજા સૈનિકને કહ્યુ કે જુઓ તો ખરા આ લડાઇનુ મેદાન છે એટલે અહીં તો સ્વાભાવિક રીતે હથિયારોનો ખણખણાટ થાય, મારો, કાપોના પોકારો થાય અને લોહીની નદીઓ વહે એવા આ સ્થળમા પણ અમારા દડનાયક સઘાડ્યા સઘટ્ટિયા ઇત્યાદિ પાઠ બોલે છે તો તેઓ લડાઇમા શુ ઉકાળશે?

આ હકીકત છેક રાણીને કાને પહોચી તેને અનેક તર્કવિતર્ક થવા લાગ્યા, પરતુ તેણે કશુ પગલુ ભર્યું નહિ

બીજે દિવસે સવાર પડતા પ્રતિક્રમણ વગેરેથી પરવારી લાગ જોઇને આભૂએ દુશ્મનોના ઉપર હુમલો કર્યો અને તેમને જોતજોતામા હરાવી દીધા તેઓ ચોમેર નાસવા લાગ્યા એથી તેમના નાયકે હથિયાર જમીન ઉપર મૂકી

દીધા અને લડાઈ બંધ કરવા માટે આભૂને આજીજી કરી દંડનાયક આભૂએ તે સ્વીકારી

આભૂની જીત થઇ છે એવી ખબર રાણીને પડી ત્યારે તે ઘણી ખુશ થઇ રાણીએ દરબાર ભર્યો અને એને માન આપતી વેળા હસતાં હસતા તે બોલી કે દંડનાયક! યુદ્ધનો વ્યૂહ રચાતો હતો તે વેળા તમે सघाड्या सचट्टिया ઇત્યાદિ બોલતા હતા તેથી સૈનિકોને એવી શકા થતી હતી કે આવો અહિંસક વ્રતધારી શ્રાવક શત્રુ સામે લડીને તેમના પ્રાણ લેવા જેવા હિંસક કાર્યમા કેમ ભાગ લઇ શકશે પરતુ તમારા આ કાર્યથી અમે બધા અચબો પામી ગયા છીએ

આભૂ—મહારાણીજી! અચબો પામવા જેવુ કશુ નથી નિરપરાધી ત્રસ જીવોના પ્રાણ જાણી જોઇને ન લેવા એવુ સ્થૂલ અહિંસા વ્રતનુ લક્ષણ છે અને એ વ્રત મેં લીધું છે અને આ યુદ્ધમાં બરાબર પાળ્યુ છે વળી જે એકેન્દ્રિય, દ્વીન્દ્રિય વગેરેની વિરાધના થઇ હોય તે બદલ હુ જે मिच्छा मि दुक्कड દેતો હતો તે મારા આત્માને નિર્મળ બનાવવા માટે અને એ આત્મા પોતાના કોઇ સ્વાર્થ માટે કોઇની હિંસા ન કરી બેસે તેનો એને ખ્યાલ રહે તે માટે હતુ

એ સાભળી આખો દરબાર રાજી થયો અને આભૂ માનભેર પોતાને ઘેર ગયો

---

## કિરણ ૭૫ મુ. માડવી

ગિરધરલાલે એમની વહુ ચપાવતીને કહ્યુ કે હવે બે કલાકમા માંડવી નીકળશે, હુ જાઉ છુ અને તુ જલદી આવી રહેજે પાસે ઊભેલી સુવર્ણાએ એ સાભળ્યુ એટલે તેણે ચપાવતીને પૂછ્યુ કે કાકી! કાકા શુ કહી ગયા?

ચપાવતી—આજે અમારા એક સાધુમહારાજ કાળ કરી ગયા છે તેની માડવી નીકળનાર છે તે બાબત તારા કાકા મને સૂચના કરતા ગયા

સુવર્ણા—કાળ કરી ગયા એટલે શુ?

ચપાવતી—જેમ આપણામા કોઇ મરી જાય છે તો આપણે અમુક ગુજરી ગયા, અમુકનો દેહ પડ્યો, અમુકનુ અવસાન થયુ, અમુકનો સ્વર્ગવાસ થયો કે એવા અર્થવાળુ કઇ બોલીએ છીએ તેમ અમારામા સાધુ કે સાધ્વીનુ મરણ થતા તેઓ કાળ કરી ગયા અથવા તો કાળધર્મ પામ્યા એમ કહેવાય છે

સુવર્ણા—કાળ કરી ગયા એનો અર્થ તો હુ હવે સમજી, પણ માડવી એટલે શુ?

ચપાવતી—થોડા વર્ષ ઉપર અહીં લોકમાન્ય ટિળકનુ અવસાન થયુ ત્યારે એમના શબને મુખ્ય મુખ્ય રસ્તામા ફેરવ્યુ હતુ તે તને યાદ છે?

સુવર્ણા—હા, જી એમના શબને અમુક જાતની પાલખીમા બેસાડી ફેરવવામા આવ્યુ હતુ

ચપાવતી—એવી રીતે કોઇ સાધુ કાળ કરે ત્યારે તેમના શબને જે નાના સરખા માડવા જેવી પાલખીમા બેસાડી અગ્નિસંસ્કાર માટે લઇ જવાય તે પાલખી 'માડવી' કહેવાય છે, અને તેમની સ્મશાનયાત્રા તે 'માડવી કાઢી' કહેવાય છે

સુવર્ણા—જેમ લોકમાન્યના શબને સ્નાન કરાવી પૂરેપૂરો પોશાક પહેરાવ્યો હતો તેવુ કઇ આ તમારા સાધુમહારાજ માટે કરાશે કે કેમ?

ચપાવતી—હા એક સાધુ તેમની પાસે આવી અમુક ક્રિયા કરશે ત્યાર પછી શ્રાવકો એ શબને પ્રથમ સ્નાન કરાવશે, પછી શરીરે સુખડ, કેસર અને બરાસનુ વિલેપન કરી નવીન વસ્ત્ર પહેરાવશે અને ત્યાર બાદ જમણી બાજુએ ? અને મુહપત્તિ મૂકશે અને ડાબી બાજુએ ઝોળીમા પાતરુ અને તેમા

એક લાડુ મૂકને પછી માડવી તૈયાર થતા તેમા શબને પધરાવી 'જે જે નદા, જે જે ભદ્દા' એમ બોલતા બોલતાં તેઓ એને શ્મશાનમા લઇ જશે

સુવર્ણા—'જે જે નદા, જે જે ભદ્દા' એટલે શુ?

ચપાવતી—'जय जय नंदा! जय जय नद्दा!' એ પ્રાકૃત વાક્યને બદલે લોકભાષામાં 'જે જે નદા, જે જે ભદ્દા' બોલાય છે जयनो અર્થ 'જય થાઓ' એમ થાય છે એવી રીતે 'नदा!' અને 'नद्दा!'નો અર્થ અનુક્રમે 'હે સમૃદ્ધિકારી!' અને 'હે કલ્યાણકારી!' એવો થાય છે આ ઉપરથી આખા વાક્યનો અર્થ એ થાય છે કે હે સમૃદ્ધિકારી અને કલ્યાણકારી (મહાપુરુષ)! (તમારો) જય થાઓ, જય થાઓ

સુવર્ણા—શ્મશાનયાત્રામા શ્રાવકો ઉપરાત બીજુ કોઇ જશે ખરુ?

ચપાવતી—મહારાજજીના જે કોઇ અજૈન ભક્તો હશે તેમાથી પણ કેટલાક જશે

સુવર્ણા—હુ એ જાણવા નથી માગતી હુ તો એ જાણવા માગુ છુ કે કોઇ તમારા સાધુમહારાજ શ્મશાનયાત્રામા ભાગ લેશે કે કેમ?

ચપાવતી—ના તેમનુ ત્યા કશુ કામ નથી, કેમકે શબને ચિતામા મૂકવુ, અગ્નિદાહ કરવો ઇત્યાદિ કાર્ય તો ગૃહસ્થોનુ છે ગૃહસ્થો માડવી કાઢી શબને શ્મશાનમા લઇ જશે એટલે એક સાધુમહારાજ ઉપાશ્રયમા જ્યા શબ મૂક્યુ હતુ એ ભૂમિને શુદ્ધ કરશે પછી શ્રાવક ગોમૂત્ર વગેરે છાટશે ત્યાર બાદ ત્યા હાજર હશે તે બધા સાધુઓ દેવવદન કરશે આજે તમામ જૈન વ્યાપારીઓ અને બીજા પણ કેટલાક પાખી પાળશે

સુવર્ણા—પાખી પાળશે એટલે તેઓ શુ કરશે?

ચપાવતી—જેમ કોઇ કોઇ વાર હડતાલ પડે છે ત્યારે કામધધો બધ રખાય છે તેમ વેપારરોજગારમા આરભસમારભ થતો હોવાથી આવે દિવસે તે ન કરવો અને જે વખત મળે તે ધાર્મિક કાર્યમા ગાળવો તે 'પાખી પાળી' કહેવાય છે લે, હવે વખત થવા આવ્યો છે એટલે હુ જઇશ

સુવર્ણા—હુ પણ સાથે આવુ છુ

ચપાવતી—ભલે



ચપાનતી અને સુવર્ણો ઉપાશ્રય આગળ ગયા ત્યારે માંડવી નીકળવાની તૈયારી હતી થોડી વારમા માંડવી નીકળી અને પછી વાજતેગાજતે એને શહેરના મુખ્ય મુખ્ય ભાગોમા ફેરવી સ્મશાનમા લઈ જવામા આવી શ્રાવકોએ સુખડ વડે ચિતા ખડકાવી શબને તેમા પધરાવ્યુ પછી અગ્નિસંસ્કાર થયો અને કપૂર વગેરેનો ઉપયોગ કર્યો અંતમા શ્રાવકો સ્મશાનમાથી પાછા ફર્યા, અને ઉપાશ્રયે આવી ગુરુનો ઉપદેશ સાંભળી ઘેર ગયા

## કિરણ ૨૬ મુ. માંદગી

વત્સલા એકચિત્તે નીચુ જોઇને માદગી વિષે નાનકડો નિબધ લખતી હતી એની બેનપણી ઉર્મિલા એના ઓરડા આગળ આવીને થોડીક વાર ઊભી રેહી તો પણ એને તેની ખબર પડી નહિ આથી ઉર્મિલા ધીમે પગલે અદર આવી અને તેણે પાછળથી વત્સલાની આખે હાથ દીધા તરત જ વત્સલા જાણી ગઇ કે એ બીજુ કોઇ નહિ પણ ઉર્મિલા જ હોવી જોઇએ એ બોલી કે એ તો હુ જાણુ છુ કે તુ ઉર્મિલા છે એ સાભળીને ઉર્મિલાએ હાથ લઇ લીધા અને હસતા હસતા કહ્યુ કે વત્સલા! આ તુ શુ કરે છે?

વત્સલા—આ તો હુ માદગી વિષે નિબધ લખવા બેઠી છુ

ઉર્મિલા—તેં શી તૈયારી કરી છે?

વત્સલા—મેં પ્રથમ આ નિબધના મુદ્દાઓ લખી કાઢ્યા છે હવે તો ખોખુ ઘડીને તેને વ્યવસ્થિત રૂપ આપવાનુ બાકી રહે છે, પણ તુ આવી છે તો આપણે મુદ્દાઓ ચર્ચી લઇએ તો કેમ?

ઉર્મિલા—ઘણી ખુશીથી

વત્સલા—પ્રથમ તો આપણે માદગીનુ કારણ એ મુદ્દો વિચારીશુ બોલ, તારુ એ સબધમા શુ કહેવુ છે?

ઉર્મિલા—મોટે ભાગે ખાવા પીવા વગેરેની અનિયમિતતા અને રહેણી કરણીની અસ્વચ્છતાને લીધે માદા પડાય છે

વત્સલા—સાચી વાત કોઇક વાર એમ પણ બને કે કોઇ પૂર્વ જન્મના કર્મ ઉદયમા આવે એટલે માદગી ભોગવવાનો વારો આવે

ઉર્મિલા—આ પછી કયો મુદ્દો તેં લીધો છે?

વત્સલા—બીજા મુદ્દા તરીકે દરદીના વર્તનનો મેં વિચાર કરવા ધાર્યો છે જેમકે દરદીએ પોતાની સ્થિતિ સમજવી જોઇએ સૌથી પ્રથમ તો તે જેની દવા કરતો હોય તેની સૂચના પ્રમાણે તેણે બરાબર ચાલવુ જોઇએ

બીજુ તેણે સારવાર કરનારની પરિસ્થિતિનો પણ ખ્યાલ રાખવો જોઇએ પોતાની બધી જ અગવડ ગમે તે ભોગે સચવાવી જ જોઇએ એવી તેણે મનોદશા ન રાખવી, કેમકે એથી તો સારવાર ' ક્ટાળો આવે. અને જો એ ધમડાઇને કામ કરે તો એ પણ માદો

ત્રીજુ માદગી આનના દરદીએ મગજ શાત રાખવુ જોઇએ આયુષ્યની દોરી સલામત હોય ત્યા સુધી વાળ પણ વાકો થાય તેમ નથી, પરતુ એ દોરી તૂટતા તો કરોડો ઉપાયો કામ લાગે તેમ નથી આ વાતને દરદી ખ્યાલમા રાખે તો હું જીવીશ કે મરી જઇશ એવા આડાઅવળા વિચાર તેને કરવા ન પડે કોઇ પણ જાતના ખોટા વિચાર ન કરતા તેણે તો પરમાત્માનુ નામ યાદ કરવુ સારુ

ઉર્મિલા—તેં ત્રીજા મુદ્દા તરીકે શેનો વિચાર કર્યો છે?

વસલા—માદાની માનજતનો એ સબધમા મારુ એમ કહેવુ છે કે માદા માણસની માનજત કરવાથી તેને ઘણો આરામ મળે છે ટાઇફોઇડ (typhoid) જેવા તાવમા તો દવા કરતા યે માનજત વધારે ફાયદો કરે છે

ઉર્મિલા—ખરાખર

વત્સલા—હમણા મારા મામા માદા પડ્યા ત્યારે મારી મામીએ તેમની ખૂબ ચાકરી કરી તેમણે બન્દાસ કરવામા પાછુ વાળી જોયુ નહિ ભલભલા એ જોઇને આગળા કરડતા હતા ઓરડામા ચોક્ખી હવા આવતી રહે અને આસપાસ કશો ગદવાડ ન થાય તેની તેઓ પૂરેપૂરી કાળજી રાખતા ખાતુ ન ખાતુ અને મારા મામાની સેવામા તેઓ હાજર થઇ જતા સવારે તેમના કપડા બદલવા, ચાદર બદલવી, તેમની કુદરતી હાજતો તરફ પૂરતુ ધ્યાન આપવુ, તેઓ જાગતા હોય તો તેમને વખતસર દવા આપવી અને ઊંઘતા હોય તો તેઓ જાગે ત્યારે દવા આપવી, તેમને જોઇતો ખોરાક આપતા રહેવુ અને તેમને જેમ બને તેમ આરામ મળે તેમ વર્તવુ એ તો એમનો રોજનો નિયમ જ થઇ પડ્યો હતો એમણે આવી સરસ ચાકરી કરી તેથી મારા મામા જલદી સારા થયા એમ વૈદરાજ કહેતા હતા

જો મદવાડ વધારે વખત લબાય તો દરદી ચીડિયો થઇ જવા સભવ છે એ ચીડિયા હતિયા કરે તો એની સારવાર કરનારે અને બીજા ઘરના માણસોએ સામો જવાબ આપી એનો મગજ ન તપાવતા કળથી કામ કાઢી લેવુ

ઉર્મિલા—આ પછી તેં કયો મુદ્દો લીધો છે?

વત્સલા—આપણુ કોઇ સગુ કે ઓળખીતુ માદુ પડે ત્યારે તેની ખબર લેવા જઇએ તે વખતે આપણે કયા નિયમો ધ્યાનમા રાખીને વર્તવુ જોઇએ એ મુદ્દો [illegible] છે

ઉર્મિલા—કયા નિયમો ધ્યાનમાં રાખીને વર્તવુ જોઇએ વારુ?

વત્સલા—પ્રથમ તો દરદી પાસે જઇ શકાતુ હોય તો જ જવુ વળી તેની પાસે ગયા બાદ તેની સાથે વાતચીતમા ઉતરી તેને ત્રાસ ન આપવો કે તેને આઘાત પહોંચે એવી વાત તેની સાથે કે તે સાભળે તેમ ન કરવી આપણે ચાકરી કરનારને કોઇ પણ રીતે મદદ કરી શકીએ તેમ હોઇએ તો તે કરવી પણ નકામી રીતે વાતે ન વળગવુ ટુકમા દરદીને અને સારવાર કરનારને આપણા જવાથી કશી અગવડ ન પડે તેમ આપણે વર્તવુ

ઉર્મિલા—આ પછી કોઇ બીજા મુદ્દા વિષે તુ લખવા ધારે છે?

વત્સલા—હા આ પછીના મુદ્દા તરીકે સારવાર કરનારે શી સાવચેતી રાખવી એનો મેં ઉલ્લેખ કર્યો છે

ઉર્મિલા—શી સાવચેતી રાખવી જોઇએ?

વત્સલા—દરદી ચેપી રોગથી પીડાતો હોય તો સારવાર કરનારે દરદીના ખપમા લેવાતાં વાસણ વગેરે ખાસ જુદા રાખવા એ વાસણ પૂરેપૂરા સાફ કર્યા વિના કામમાં લેવા નહિ નાના છોકરાઓને દરદી પાસે જવા દેવા નહિ, તેમને આઘા રાખવા

ઉર્મિલા—દરદી સારો થવા માંડે ત્યારે કેમ વર્તવુ તે વિષે તેં કઇ લખવા ધાર્યું છે?

વત્સલા—હા હુ એ સબધમાં એમ લખવા માગુ છુ કે દરદીને પચે તેવુ ખાવાનુ રફતે રફતે આપવુ સામાન્ય રીતે લાંબા વખતના તાવથી પીડાતા દરદીને તાવ ઉતરી જતા હાજરો છૂટે છે એવે વખતે ઘણી સભાળ રાખવાની જરૂર છે કોઇ કોઇ દરદી તો ગમે તે અને ગમે તેટલું ખાવાનુ માગે, પણ તેની ઇચ્છાને માન આપવાથી તેને વધારે નુકસાન થવા સભવ છે

દરદીએ રોગ મટી જતા એકદમ કામે ન લાગવુ, પરતુ તેણે ધીરે ધીરે બની શકે તેટલો જ પરિશ્રમ કરવો, નહિ તો જેમ ખાવાપીવામા ધ્યાન ન રાખવાથી તે રોગ ફરીથી ઉથલો ખાય તેમ ગજા ઉપરાંત કામ કરવાથી પણ ઉથલો ખાય

દરદી સારો થવા આવે એટલે તેને દાક્તર પાસે લઇ જવો જો તેમ ન બને તો દરદીને ચોક્ખી હવા મળે અને થોડીક કસરત પણ થાય તે માટે તેને સવારે અને સાજે અથવા બેમાથી એક વાર ફરવા લઇ જવો

## કિરણ ૨૭ મું નવ તત્ત્વો

દુનિયાના તમામ જીવો સુખને ચાહે છે અને દુખ ન ભોગવવુ પડે તે માટે ખૂબ પ્રયત્ન કરે છે એ પ્રયત્ન સાચી દિશામા પૂરેપૂરો અને અચોટ રીતે કરાય તો એવી સ્થિતિ પ્રાપ્ત થાય કે પછી કોઈ દિવસ દુખ ભોગવવુ જ ન પડે સદા સુખ જ રહે અને તે પણ એકસરખુ ચાલુ જ રહે જરા યે એ સુખમા ખામી ન જ આવે આવી સુખવાળી સ્થિતિ તે 'મોક્ષ' છે એ મોક્ષમાં જે સાચુ, સપૂર્ણ, શાશ્વત અને સતત સુખ મળે છે તેવુ સુખ સસારમા મળે તેમ નથી એમ આપણા મહર્ષિઓનુ કહેવુ છે

મોક્ષ મેળવવા માટે અમુક અમુક વસ્તુઓ આપણે ખાસ જાણવી જ જોઈએ એ બધી વસ્તુઓને શાસ્ત્રકારોએ નીચે મુજબના નવ વિભાગમા વહેંચી છે–

(૧) જીવ, (૨) અજીવ, (૩) પુણ્ય, (૪) પાપ, (૫) આસ્રવ, (૬) સવર, (૭) બન્ધ, (૮) નિર્જરા અને (૯) મોક્ષ

આ દરેક વિભાગને 'તત્ત્વ' કહેવામા આવે છે આ પ્રમાણે કુલ નવ તત્ત્વો છે

જીવ—જે તત્ત્વમા જાણવાની શક્તિ છે તે 'જીવ' કહેવાય છે એ જાણવાની શક્તિને આપણે 'ચેતના' કે 'ચૈતન્ય' કહીએ છીએ આથી આપણે જીવને 'સચેતન પદાર્થ' પણ કહીએ છીએ જેમ તલમા તેલ રહેલુ છે અને દૂધમા ઘી રહેલુ છે તેમ આપણા શરીરમા જીવ રહેલો છે એ જીવ સારી કે માઠી પ્રવૃત્તિ કરે છે અને તેનુ તેવુ ફળ ભોગવે છે

આપણા જીવમા અને મોક્ષ ગયેલા જીવોમા એ તફાવત છે કે આપણા જીવને કર્મરૂપ મેલ વળગેલો છે, જ્યારે મોક્ષે ગયેલા જીવોને એવો મેલ વળગેલો નથી તેઓ તદ્દન નિર્મળ બન્યા છે આથી તેઓ 'નિરજન' ગણાય છે

અજીવ—જે તત્ત્વમા જાણવાની શક્તિ નથી તે 'અજીવ' કહેવાય છે એનુ બીજુ નામ 'અચેતન પદાર્થ' છે એને 'જડ' પણ કહેવામા આવે છે આપણુ શરીર, કર્મ વગેરે જડ પદાર્થ છે

પુણ્ય અને પાપ—સારા કર્મ 'પુણ્ય' કહેવાય છે અને ખરાબ કર્મ કહેવાય છે પુણ્યનુ ફળ શુભ છે અને પાપનુ ફળ અશુભ છે પુણ્ય સુખ મળે છે, અને પાપ કરવાથી દુખ ભોગવવુ પડે છે

આસ્રવ—જે કારણથી સંસારી જીવ કાર્મણ વર્ગણાને ગ્રહણ કરે છે તે કારણ 'આસ્રવ' કહેવાય છે 'આસ્રવ' ને બદલે 'આશ્રવ' શબ્દ પણ વપરાય છે સંસારી જીવના શરીર, વચન કે મનની પ્રવૃત્તિઓથી કાર્મણ વર્ગણાનુ એનામા આગમન થાય છે

જો કોઇ હોડીમાં છિદ્ર પડ્યુ હોય તો એ છિદ્ર દ્વારા એમા પાણી ભરાય એવી રીતે ધારો કે સસારી જીવ એ એક જાતની હોડી છે અને કાર્મણ વર્ગણા એ પાણી છે સસારી જીવરૂપ હોડીમા જે વાટે કાર્મણ વર્ગણારૂપ પાણી ભરાય તે વાટ તે 'આસ્રવ' છે જેમ પાણી અને છિદ્ર જુદા છે તેમ કાર્મણ વર્ગણા અને આસ્રવ જુદા છે

સસારી જીવને આપણે ઘર સાથે પણ સરખાવી શકીએ જેમ ઘરમા કોઇને દાખલ થવુ હોય તો તે બારણા દ્વારા દાખલ થઇ શકે તેમ સસારી જીવરૂપ ઘરમા આસ્રવરૂપ બારણા દ્વારા કાર્મણ વર્ગણા દાખલ થઇ શકે જેમ દાખલ થનાર અને બારણુ જુદા છે તેમ કાર્મણ વર્ગણા અને આસ્રવ જુદા છે

આ સબધમા આપણે એક ત્રીજુ ઉદાહરણ વિચારીશુ જેમ ટાકીમા નળ વાટે પાણી આવે છે તેમ સસારી જીવરૂપ ટાકીમા આસ્રવ વાટે કાર્મણ વર્ગણારૂપ પાણી આવે છે જેમ પાણી અને નળ જુદા છે તેમ કાર્મણ વર્ગણા અને આસ્રવ જુદા છે

સંવર—આસ્રવને રોકવો તે 'સવર' કહેવાય છે. સસારી જીવ સાથે કર્મનો સબધ થતો અટકાવવાનુ કાર્ય સવર કરે છે

છિદ્રવાળી હોડીનુ છિદ્ર પૂરી દેવાય તો એમા પછી પાણી ભરાય નહિ ઘરનુ બારણુ દઇ દેવાય તો એમા પછી કોઇ દાખલ થઇ શકે નહિ ટાકીનો નળ બધ કરાય તો એમાં પાણી ભરાય નહિ એવી રીતે આસ્રવને રોકાય તો કાર્મણ વર્ગણા જીવમા દાખલ થાય નહિ

બન્ધ—જેમ દૂધ અને પાણી એક બીજા સાથે મળી જાય છે તેમ આસ્રવ દ્વારા ગ્રહણ કરાયેલી કાર્મણ વર્ગણા સસારી જીવ સાથે મળી જાય છે આ પ્રમાણે સસારી જીવ સાથે એનુ મળી જવુ તે 'બન્ધ' કહેવાય છે જેમ ખાણમા રહેલા સોના સાથે માટી વગેરે મળી ગયેલા છે તેમ સસારી જીવ સાથે કર્મ અનાદિ કાળથી મળી ગયેલ છે

**નિર્જરા**—કર્મનો અંશથી નાશ થવો તે 'નિર્જરા' કહેવાય છે

કાણી હોડીમા પાણી ભરાયુ હોય તો તે ખોબે ખોબે કે ડોલ વડે ઉલેચી ઉલેચીને બહાર કઢાય તેમ સસારી જીવરૂપ હોડીમા ભરાયેલુ કર્મરૂપી પાણી થોડુ થોડુ બહાર કઢાય તો તે 'નિર્જરા' છે

જેમ ઘરમા કચરો થયો હોય તે વાળી વાળીને બહાર કઢાય તેમ સસારી જીવના ઘરમાનો કચરો સુધર્મના સેવનથી થોડો થોડો કઢાય તો તે 'નિર્જરા' છે

હાંડી સાફ કરતી વેળા તેનુ પાણી નાળચા વગેરે દ્વારા બહાર કઢાય તો તે થોડુ થોડુ બહાર નીકળે તેમ સસારી જીવ તપ વગેરે ધાર્મિક કાર્ય કરીને કર્મરૂપ થોડુ થોડુ પાણી બહાર કાઢે તો તે 'નિર્જરા' છે

**મોક્ષ**—તમામ કર્મનો સપૂર્ણ નાશ થઇ ફરીથી કર્મ ન બધાય એવી અવસ્થા તે 'મોક્ષ' કહેવાય છે બધા કર્મનો આત્યતિક નાશ થતા જીવ જન્મ અને મરણરૂપ બધનોથી મુક્ત બને છે આવી ઉત્તમ દશા પામેલા જીવને 'મુક્ત' કહેવામા આવે છે એમને ફરીથી સસારમા કોઇ પણ કારણસર અવતરવાનુ રહેતુ નથી

---

## કિરણ ૨૮ મુ. અદ્ધાપ્રત્યાખ્યાન ભાગ ૧

દુનિયામા જેટલા મોજશોખના સાધનો છે કે ખાવાપીવાની ચીજો છે એ બધાનો ઉપયોગ કદી કોઇ કરી શકતો નથી વળી એમા જ ગ્ચ્યાપગ્યા રહેનારાને ખરેખરુ સુખ પણ મળતુ નથી આથી કરીને એ પાછળ ફોગટ ફાંફાં મારવાનુ છોડી દેવુ એ ખરેખરુ સુખ મેળવવાની સાચી ચાવી છે આવી ચાવી પૂરુ પાડવાનુ એક સાધન 'પ્રત્યાખ્યાન' છે એનુ બીજુ નામ 'ગુણધારણ' છે અને એ યથાર્થ છે, કેમકે પ્રત્યાખ્યાન કરવાથી અનેક ગુણો પ્રાપ્ત થાય છે પ્રત્યાખ્યાન કરવાથી આસ્રવ અટકે છે અને સવર પ્રાપ્ત થાય છે સવરથી તૃષ્ણાનો નાશ થાય છે અને એ નાશથી સમભાવ પ્રગટે છે અને એ સમભાવ ક્રમે કરીને મોક્ષ પ્રાપ્ત કરાવે છે

સામાન્ય લોકો જેને 'પચખાણ' કહે છે તેને પ્રાકૃત ભાષામા 'પચ્ચક્ખાણ' અને સસ્કૃત ભાષામા 'પ્રત્યાખ્યાન' કહેવામા આવે છે એનો અર્થ ત્યાગ કરવાની પ્રતિજ્ઞા એવો થાય છે એ પ્રત્યાખ્યાનના જે વિવિધ પ્રકારો પડે છે તેમાંના એકનો સબધ 'અદ્ધા' સાથે છે અદ્ધાનો અર્થ 'કાળ' થાય છે આથી કાળ સાથે સબધ ધરાવનારુ પ્રત્યાખ્યાન 'અદ્ધાપ્રત્યાખ્યાન' કહેવાય છે આ પ્રત્યાખ્યાન કરનાર અમુક વખત સુધી અમુક જાતનો આહાર નહિ લેવાની પ્રતિજ્ઞા લે છે

કાળના અનેક વિભાગો પડતા હોવાથી અદ્ધાપ્રત્યાખ્યાનના પણ અનેક ભેદો પડે છે, છતાં તેના મુખ્ય ૧૦ ભેદો શાસ્ત્રમા ગણાવાયા છે જેમકે (૧) નવકારસહિય, (૨) પોરિસી, (૩) પુરિમડ્ઢ, (૪) એગાસણ, (૫) એગટ્ઠાણ, (૬) આયબિલ, (૭) અભત્તટ્ઠ, (૮) ચરિમ, (૯) અભિગ્ગહ અને (૧૦) વિગઇ

**નવકારસહિય**—આ પ્રત્યાખ્યાનને સસ્કૃતમાં 'નમસ્કારસહિત પ્રત્યાખ્યાન' કહેવામાં આવે છે લોકો એને 'નવકારસી' કે 'નોકારસી' કહે છે સૂર્ય ઉગ્યા પહેલાં એ ધરાવુ જોઇએ અને એના ઉગ્યા પછી એક મુહૂર્ત એટલે કે ૪૮ મિનિટ (minute) પસાર થાય ત્યાર પછી એ ત્રણ નવકાર ગણીને પારી શકાય

**મુટ્ઠિસહિય**—નમસ્કારસહિત પ્રત્યાખ્યાન પારવાના સમય ઉપરાત, હુ મુટ્ઠી બધ કર્યા પછી ઉઘાડુ એટલા વધારે વખતના નિયમવાળુ પ્રત્યાખ્યાન પણ કરાય છે એને 'નવકારસહિય મુટ્ઠિસહિય પચ્ચક્ખાણ' કહેવામાં આવે છે એનુ સસ્કૃત નામ 'નમસ્કારસહિત મુષ્ટિસહિત પ્રત્યાખ્યાન' છે

પોરિસી—સૂર્ય ઉગ્યા પછી, પુરુષનો પડછાયો તેની ઉંચાઈ જેટલો પડે ત્યા સુધીમા જેટલો વખત પસાર થાય એટલા વખતને 'પૌરુષી' કહેવામા આવે છે આને પ્રાકૃતમા 'પોરિસી' કહેવામા આવે છે સામાન્ય લોકો એને 'પોરસી' કહે છે આનુ માપ દિવસના ચોથા ભાગ જેટલુ છે સામાન્ય રીતે એ માપ એક પહોરનુ એટલે કે ત્રણ કલાકનુ ગણાય છે સૂર્યોદયથી માંડીને એક પહોર સુધીના કરાતા પ્રત્યાખ્યાનને પ્રાકૃતમા 'પોરિસી' અને સસ્કૃતમા 'પૌરુષી' કહેવામા આવે છે.

સડ્ઢપોરિસી—પોરિસી કરતા દોઢ ગણા વખતને માટે કરાતા પ્રત્યાખ્યાનને પ્રાકૃતમા 'સડ્ઢપોરિસી' અને સસ્કૃતમા 'સાર્ધપૌરુષી' કહેવામા આવે છે સામાન્ય લોકો એને 'સાઢપોરસી' કહે છે

પુરિમડ્ઢ—આપણે દિવસના બે સરખા ભાગો પાડીએ તો તેમાના પહેલા ભાગ સુધીના એટલે કે બે પહોર સુધીના પ્રત્યાખ્યાનને પ્રાકૃતમા 'પુરિમડ્ઢ' અને સસ્કૃતમા 'પુરિમાર્ધ' કહેવામા આવે છે પુરિમનો અર્થ 'પ્રથમ' અને અર્ધનો અર્થ 'અડધો' થાય છે આ પ્રત્યાખ્યાન દિવસના પહેલા અડધા ભાગ સુધીનુ હોવાથી 'પુરિમાર્ધ' કહેવાય છે

અવડ્ઢ—દિવસના પાછલા બે પહોરમાના પહેલા પહોર સુધીના પ્રત્યાખ્યાનને પ્રાકૃતમા 'અવડ્ઢ' અને સસ્કૃતમા 'અપાર્ધ' કહેવામા આવે છે

એગાસણ—અશનનો અર્થ 'ભોજન' થાય છે દિવસમાં એક જ વાર ભોજન કરવુ તે 'એકાશન' કહેવાય છે આને પ્રાકૃતમા 'એગાસણ' કહેવામાં આવે છે એ 'એકાસણુ' એવા નામથી પ્રસિદ્ધ છે એગાસણનુ 'એકાસન' એવુ પણ સસ્કૃત રૂપ બને છે એનો અર્થ 'એક આસન' થાય છે એકાસણુ કરવા માટે ભોજન શરૂ કર્યા પછી ઊઠી જતા ફરીથી ભોજન કરવા બેસાય નહિ, બેઠા બેઠા પણ ખસાય નહિ ,તેમજ પાટલો પણ ખસેડાય નહિ એટલે કે આસન એક જ અને તે પણ નિશ્ચળ હોવુ જોઇએ આથી આ બીજો અર્થ પણ ઘટી શકે છે

એકાસણુ કરનારે પાણી પીવાની છૂટ રાખી હોય તો તે એકાસણુ કરી ઊઠ્યા પછી સૂર્યાસ્ત થાય તે પૂર્વના કાળ સુધી પાણી પી શકે, પરતુ અશન, ખાદિમ કે સ્વાદિમમાની કોઇ પણ ચીજ તે મોંમા નાખી ન શકે સૂર્ય આથમ્યા પછી તો તેણે પાણી પણ નહિ પીવાનો નિયમ લેવો જ જોઇએ

એગાસણમા ત્રણ વાર ઓસ આવેલા હોય એવુ ઉકાળેલુ પાણી પીવુ

ખપે, અને એ પાણી શાસ્ત્રમાં બતાવેલા વખત સુધી જ કામમાં લઇ શકાય[૧]

બિઆસણુ—આને સસ્કૃતમાં 'દ્વયશન' કે 'દ્વયાસન' કહેવામા આવે છે સામાન્ય લોકો એને 'બેસણુ' કહે છે જેમ એગાસણુ કરતી વેળા પાટલો ન હાલવો જોઇએ તેમ આ બિઆસણુમા પણ સમજી લેવાનુ છે જેમ એગાસણુમા એક વેળા ભોજન કરાય છે તેમ બિઆસણુમા બે વાર ભોજન કરાય છે બીજી વારનુ ભોજન સૂર્ય આથમી જાય તે પહેલા બે ઘડી અગાઉ કરી લેવાનુ જોઇએ અતમા બિઆસણુ કરનારે એગાસણુ કરનારની જેમ સાજ પડી જતા પાણી પણ નહિ પીવાનો નિયમ લેવો જોઇએ

એગટ્ઠાણુ—આને સસ્કૃતમા 'એકસ્થાન' અને ગુજરાતીમા 'એકલઠાણુ' કહેવામાં આવે છે આ પણ એક જાતનુ એગાસણુ છે એમા ફક્ત જમણા હાથ અને મુખને હલાવવાની છૂટ છે એટલે કે એ સિવાયના બાકીના અવયવો નિશ્ચળ રહે એવી રીતે બેસીને એક વાર ભોજન કરવાનુ છે વળી આ પ્રત્યાખ્યાન કરનારાથી, ભોજન કરીને ઊઠ્યા પછી ઉકાળેલુ પાણી પણ પી શકાય નહિ એટલે કે ઊઠી જવા પહેલા એણે ચતુર્વિધ આહારના ત્યાગનુ પ્રત્યાખ્યાન કરવુ જોઇએ આ પ્રમાણેનુ ચતુર્વિધ આહારના ત્યાગનુ કરાતુ પ્રત્યાખ્યાન 'ઠામ ચઉવિહાર' કહેવાય છે

કેટલાક લોકો એગટ્ઠાણુ કરતી વેળા પા ઘડીમા કે અડધી ઘડીમાં ભોજન કરી લેવાનો અભિગ્રહ લે છે આટલો થોડો વખત માપી શકાય તેવી જાતની રેતીની સીસીઓ મળે છે કોઇ કોઇ એવી સીસીઓનો ઉપયોગ કરે છે.

આયંબિલ—આને સસ્કૃતમા 'આચામામ્લ' કે 'આચામ્લ' કહેવામા આવે છે સામાન્ય લોકો એને 'આબેલ' કહે છે આ પણ એક જાતનુ એગાસણુ છે એમાં અને એગાસણુમા ખાસ ફેર એ છે કે મુખ્યત્વે કરીને છમાથી એકે વિગઇ અને એનો બનેલો કોઇ પણ પદાર્થ એમા ખપે નહિ નીરસ આહાર લેવો એ એનો ઉદ્દેશ છે

---

૧ પાણી ચૂલા પરથી ઉતાર્યા [illegible] કારતક–ચોમાસામા ચાર પહોર સુધી, ફાગણ–ચોમાસામા પાચ પહોર સુધી [illegible] મામા ત્રણ પહોર સુધી ખપ લાગે, કેમકે ત્યારપછી એ 'સચિત્ત' ગણા

## કિરણ ૨૯ મુ. અદ્ધાપ્રત્યાખ્યાન ભાગ ૨

**નિવી**—આનુ સસ્કૃત નામ 'નિર્વિકૃતિ' છે નિવી એ એગાસણુ કરતા ચઢિયાતુ અને આયબિલ કરતા ઉતરતુ પ્રત્યાખ્યાન છે એમા પણ એક જ વાર ભોજન કરાય છે એમા છ યે વિગયનો તેમજ એના બનેલા તમામ પદાર્થનો સદતર ત્યાગ કરવાનો છે ખરો, પરતુ વઘોણાની છાશ, મરચુ વગેરે મસાલો એમા ખપે છે

ઉપધાન અને યોગને અગે કરાતી નિવી આના કરતા જુદી છે

**અભત્તટ્ઠ**—'ભક્ત'નો અર્થ 'ભોજન' થાય છે એને પ્રાકૃતમા 'ભત્ત' અને અપભ્રશમા 'ભાત' કહેવામા આવે છે જે પ્રત્યાખ્યાનમા આખો દિવસ અને રાત આહાર વિના રહેવાનુ હોય અને દિવસે પણ પાણીની છૂટ રાખી હોય તો જ પાણી પી શકાય તે પ્રત્યાખ્યાનને પ્રાકૃતમા 'અભત્તટ્ઠ' અને સસ્કૃતમા 'અભક્તાર્થ' કહેવામા આવે છે

**ચઉત્થભત્ત**—સામાન્ય રીતે દિવસમા બે વાર ભોજન કરાય છે આ બને ભોજનોનો ત્યાગ આ પ્રત્યાખ્યાન કરનાર કરે છે આગલે દિવસે એગાસણુ અને અભત્તટ્ઠના પારણાને દિવસે પણ એગાસણુ કરાય તો તેને પ્રાકૃતમા 'ચઉત્થભત્ત', સસ્કૃતમા 'ચતુર્થભક્ત' અને લોકભાષામા 'ચોથભત્ત' કહેવામા આવે છે આનુ કારણ એ છે કે આ પ્રત્યાખ્યાનથી એકદર ચાર વેળાના ભોજનનો ત્યાગ કરાય છે આને શાસ્ત્રમા 'ઉપવાસ' કહેવામા આવે છે હાલમા આગળ પાછળ એગાસણુ કરવાની પ્રથા મોટે ભાગે જોવાતી નથી, તેમ છતા તેમ ન કરનારના અભત્તટ્ઠને પણ 'ઉપવાસ' ગણવામા આવે છે વળી ૨૦૦૦ સજ્ઝાય, ૮ બિઆસણુ, ૪ એગાસણુ, ૩ નિવી કે ૨ આયબિલ કરાય તો તેને પણ 'ઉપવાસ' બરાબર ગણનામા આવે છે

**છટ્ઠ**—આગળ પાછળ એગાસણુ અને વચ્ચેના બે દિવસ ભોજનનો સપૂર્ણ ત્યાગ એટલે કે કુલ છ ભોજનનો ત્યાગ તેને શાસ્ત્રમા 'છટ્ઠ' કહેવામાં આવે છે આને સસ્કૃતમા 'ષષ્ઠ' કહેવામા આવે છે આ સબધમા પણ આગળ પાછળ એગાસણુ કરવાની પ્રથા હાલ મોટે ભાગે જોવામા આવતી નથી, તેમ છતા કેવળ બે ઉપવાસ કરવા તે પણ સજ્ઞાથી 'છટ્ઠ' ગણાય છે

**અટ્ઠમ**—આગળ પાછળ એગાસણુ અને વચ્ચેના ત્રણ દિવસ સુધી બિલકુલ ભોજન ન લેવુ એટલે કે એકદર આઠ ભોજનનો ત્યાગ તે 'અટ્ઠમ' કહેવાય છે

આનુ સસ્કૃત નામ 'અષ્ટમ' છે અત્યારે તો મોટે ભાગે આગળ પાછળ એગાસણુ કરાતુ નથી, તેમ છતા ત્રણ ઉપવાસ પણ સજ્ઞાથી 'અટ્ઠમ' ગણાય છે

અટ્ઠાઇ—આઠ દિવસ સુધી ભોજનનો સપૂર્ણ ત્યાગ તે 'અટ્ઠાઇ' કહેવાય છે આને સસ્કૃતમા 'અષ્ટાહ્નિકા' અથવા 'અષ્ટાહિકા' કહેવામા આવે છે એમા કુલ ૧૬ વખતના ભોજનનો ત્યાગ છે એટલે કે લાગલાગટ આઠ દિવસ સુધી ઉપવાસ કરાય છે.

ચરિમ—ચરિમનો અર્થ 'અતિમ' એમ થાય છે. આ પ્રત્યાખ્યાન દિવસના અતમા તેમજ જીવનના અતમા એટલે કે મરણસમયે કરાતુ હોવાથી એના અનુક્રમે (૧) દિવસચરિમ અને (૨) ભવચરિમ એવા બે પ્રકાર પડે છે દિવસચરિમ પચ્ચક્ખાણને સસ્કૃતમા 'દિવસચરમ પ્રત્યાખ્યાન' કહેવામા આવે છે એ પ્રત્યાખ્યાન સૂર્ય આથમી જાય તે પૂર્વે એક મુહૂર્ત પહેલા કરાતુ જોઇએ એના (૧) દુવિહાર, (૨) તિવિહાર અને (૩) ચઉવ્વિહાર એમ ત્રણ પ્રકારો છે અને તેને સસ્કૃતમા 'દ્વિવિધાહાર', 'ત્રિવિધાહાર' અને 'ચતુર્વિધાહાર' કહેવામા આવે છે દુવિહારના પ્રત્યાખ્યાનમા અશન અને ખાદિમ એ બેનો ત્યાગ છે, તિવિહારમા અશન, ખાદિમ અને સ્વાદિમ એ ત્રણનો ત્યાગ છે, અને ચઉવ્વિહારમા તો અશન, ખાદિમ, સ્વાદિમ અને પાન એ ચારેનો ત્યાગ છે આથી એ ફલિત થાય છે કે ચઉવ્વિહાર કરનાર ચારે જાતના આહારમાંથી એકેનો આહાર કરી ન શકે તિવિહાર કરનાર કેવળ પાણી પી શકે અને દુવિહાર કરનાર પાણી પી શકે તેમજ મુખવાસ વગેરે સ્વાદિમ વસ્તુઓ ખાઇ શકે શ્રાવકો દુવિહાર, તિવિહાર કે ચઉવ્વિહાર કરે, પરતુ મુનિઓને તો સદા ચઉવ્વિહાર કરવાનુ વિધાન છે

બેઆસણુ, એગાસણુ, આયંબિલ કે તિવિહાર ઉપવાસ કરનાર સાંજે ચારે આહારના ત્યાગરૂપ પ્રત્યાખ્યાન કરે જ એ પ્રત્યાખ્યાનને પ્રાકૃતમા 'પાણહાર', સંસ્કૃતમા 'પાનાહાર' અને લોકભાષામા 'પાનહાર' કહેવામા આવે છે

મરણસમયે ચારે પ્રકારના આહારના ત્યાગરૂપ જે પ્રત્યાખ્યાન કરાય તેને પ્રાકૃતમાં 'ભવચરિમ' અને સસ્કૃતમા 'ભવચરમ' કહેવામા આવે છે

અભિગ્ગહ—અમુક સયોગોમાં જ મારે ભોજન કરવુ તે સિવાય ન કરવું એવા નિયમવાળુ પ્રત્યાખ્યાન 'અભિગ્ગહ' કહેવાય છે આ નિયમને પણ 'અભિગ્ગહ'

કહેવામા આવે છે અભિગ્ગહને સસ્કૃતમા 'અભિગ્રહ' કહેવામા આવે છે

અભિગ્રહનો સબધ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ સાથે હોવાથી એના ચા પ્રકારો પડે છે જેમકે (૧) દ્રવ્ય અભિગ્રહ, (૨) ક્ષેત્ર અભિગ્રહ (૩) કાળ અભિગ્રહ અને (૪) ભાવ અભિગ્રહ

અમુક ચીજ આહાર તરીકે મળે તો જ અથવા અમુક વસ્તુ વડે તે અપાય તો જ ભોજન કરવુ એ 'દ્રવ્ય અભિગ્રહ' કહેવાય છે

અમુક ગામમાથી, અમુક ઘરોમાથી કે અમુક ગાઉ દૂરથી આહાર મળે તો જ ભોજન કરવુ એ 'ક્ષેત્ર અભિગ્રહ' કહેવાય છે

ભિક્ષાના સમયે, તે પૂર્વે કે પછી આહાર મળે તો જ ભોજન કરવુ એ 'કાલ અભિગ્રહ' કહેવાય છે

આહાર આપનાર વ્યક્તિ ગાતી હોય, રડતી હોય, બેઠી હોય, ઊભી હોય કે કોઈ અમુક સ્થિતિમા હોય તો જ આહાર લઇ ભોજન કરવુ એ 'ભાવ અભિગ્રહ' કહેવાય છે

વિગઇ—જે વસ્તુઓ ખાવાપીવાથી સયમી જીવનને ધક્કો લાગે તે વસ્ 'વિગઇ' કહેવાય છે આને સસ્કૃતમા 'વિકૃતિ' કહેવામા આવે છે આના મુખ્ય બે પ્રકારો છે (૧) મહાવિકૃતિ અને (૨) વિકૃતિ માસ, મધ, મદિરા અને માખણ એ ચારે મહાવિકૃતિ ગણાય છે એ ચારે અભક્ષ્ય છે અને એનો સાર મુનિઓ તો કરે જ વળી કોઇ પણ જૈન આ ચાર મહાવિકૃતિઓમાથી એકે સેવન કરવાની ઇચ્છા તો ન જ રાખે

દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને પકવાન્ન એ છ પદાર્થો 'વિકૃતિ' કહેવા છે એ મહાવિકૃતિની જેમ અભક્ષ્ય નથી, પરતુ ઇન્દ્રિયોને ઊંધે રસ્તે લઇ જવામ તે સહાયક બની શકે તેમ છે એથી એને 'વિકૃતિ' તરીકે ગણવામા આવે છે વિકૃતિનુ કામ વિકાર ઉત્પન્ન કરવાનુ છે વિકૃતિનો સ્વીકાર નહિ કરવા માટે લેવા પ્રત્યાખ્યાન તે 'વિકૃતિપ્રત્યાખ્યાન' કહેવાય છે એ પ્રત્યાખ્યાન કરનાર એકથ માડીને છ યે વિકૃતિનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લઇ શકે છે

## કિરણ ૩૦ મું પૌષધવ્રત

આજે સાત વર્ષે લવગિકાને મુબઇમા આવવાનુ મળ્યુ હતુ એને એના ફોઇ શકુતલાને, કોઇઆત બેન કમલિનીને અને ફૂઆ દલપતભાઇને મળવાનુ ઘણા દિવસ થયા મન હતુ તેનો જોગ આજે આવ્યો

બધા વાળુ કરી ગયા એટલે શકુતલાએ અને એની પુત્રી કમલિનીએ ચઉવિહારનુ પચ્ચક્ખાણુ કર્યું પછી થોડી વારે શકુતલાએ તેમજ કમલિનીએ ચરવળો, કટાસણુ અને મુહપત્તિ તપાસી જોયા, કેમકે તેઓ બીજે દિવસે પૌષધવ્રત લેવા ઇચ્છતા હતા આ જોઇને લવગિકાએ કમલિનીને પૂછ્યુ કે શુ તમે અને ફોઇબા પડિક્કમણુ કરવા જાઓ છો?

કમલિની—ના, એ તો અમે કાલે સવારે પૌષધવ્રત લેવાના છીએ તેની આ તૈયારી છે

લવગિકા—પૌષધવ્રત એટલે શુ?

કમલિની—આપણા શ્રાવકોનુ આ એક વ્રત છે આ વ્રતનુ પ્રાકૃત નામ 'પોસહ' છે સામાન્ય લોકો એને 'પોસો' કહે છે આપણા સાધુઓ અને સાધ્વીઓ જેવુ જીવન ગાળે છે એવુ જીવન ટૂક વખત માટે નાના પાયા ઉપર ગાળવુ એ આ વ્રતનો ઉદ્દેશ છે આથી આને સાધુજીવનની એક જાતની તૈયારી ગણી શકાય આ વ્રત ચાર પહોરનુ અથવા તો આઠ પહોરનુ લઇ શકાય છે દિવસના ચાર પહોર સુધીનુ એ વ્રત લેવુ તે 'દૈવસિક પૌષધવ્રત' કહેવાય છે અને રાતના ચાર પહોર સુધીનુ એ વ્રત લેવુ તે 'રાત્રિક પૌષધવ્રત' કહેવાય છે આઠે પહોર સુધીનુ પણ એ વ્રત લઇ શકાય છે એને 'અહોરાત્રિક પૌષધવ્રત' કહેવામા આવે છે

સામાન્ય રીતે આઠમ, ચૌદસ કે એવી કોઇ તિથિ કે કોઇ પર્વને દિવસે પૌષધવ્રત લેવામા આવે છે એ વ્રતના ચાર પ્રકાર પડે છે (૧) આહારપૌષધવ્રત, (૨) શરીરસત્કારપૌષધવ્રત, (૩) બ્રહ્મચર્યપૌષધવ્રત અને (૪) સાવદ્યવ્યાપારપૌષધવ્રત

ચઉવિહાર ઉપવાસ, તિવિહાર ઉપવાસ, આયબિલ, નિવી કે એગાસણ કરાય તે 'આહારપૌષધવ્રત' કહેવાય છે

પૌષધ દરમ્યાન શરીરની ટાપટીપ ન કરવી એ 'શરીરસત્કારપૌષધવ્રત' કહેવાય છે

જેમ સામાયિકમા આપણને કોઇ નાનોસરખો છોકરો પણ અડકે તો તે ન ચાલે તેમ આ પૌષધવ્રતમા પણ ન ચાલે આ પ્રમાણે સ્રી કોઇ પુરુષને ન અડકે અને પુરુષ કોઇ સ્રીને ન અડકે એ 'બ્રહ્મચર્યપૌષધવ્રત' કહેવાય છે

પૌષધમા કોઇ સાંસારિક પ્રવૃત્તિ ન કરવી તે 'અવ્યાપારપૌષધવ્રત' કહેવાય છે

આ પ્રમાણે પૌષધ લેનાર ચાર પ્રકારનુ પૌષધવ્રત લે છે

લવગિકા—હુ પણ કાલે સવારે આવુ પૌષધવ્રત લઇશ

શકુતલા—બેન! તું ચાર પહોર સુધી ઉપાશ્રયમા રહી શકીશ નહિ

લવગિકા—કોઇબા! હુ રહી શકીશ

શકુતલા—તો ભલે, તુ કાલે આવજે

સવાર પડતા લવગિકા, કમલિની અને શકુતલા પોતપોતાના કટાસણા, ચરવળા અને મુહપત્તિ લઇને ઉપાશ્રયે ગયા ત્યા જઇ બધાએ સાધ્વીજીઓને વદન કરીને ચરવળા વડે જમીન પૂજી કટાસણુ પાથર્યું



પછી તેમણે ખમાસમણુ દઇ ઈર્યાપથિકી, તસ્સ ઉત્તરી અને અન્નત્થ એ સૂત્ર

બોલી કાયોત્સર્ગ કરી નામસ્તવ બોલી ખમાસમણુ દઇ આદેશ માગી પૌષધવ્રત લેવા માટે મુહપત્તિનુ પડિલેહણ કર્યું પછી ફરીથી ખમાસમણુ દઇ 'ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! પોસહ સદિસાહુ? ઇચ્છ' એમ બોલી ત્રીજી વાર ખમાસમણુ દઇ 'ઇચ્છાકારેણ સદિસહ ભગવન્ પોસહ ઠાઉ? ઇચ્છ' એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી 'ઇચ્છકારી ભગવન! પમાય કરી પોસહદડક ઉચ્ચરાવોજી' એમ શકુતલા અને કમલિની બોલ્યા લવગિકા એક નવકાર ગણી બે હાથ જોડી મુગી મુગી ઊભી રહી પછી મોટા સાધ્વીજીએ બધી સ્ત્રીઓને પૌષધવ્રતની કરેમિ ભતે ઉચ્ચરાવી કે જેનો પાછળનો ભાગ સામાયિકસૂત્રને મળતો હતો પછી બધી સ્ત્રીઓએ પૌષધવ્રત લેવાની બાકીની વિધિ પૂરી કરી દેવવદન કરી સ્વાધ્યાયમા પોતાનુ ચિત્ત પરોવ્યુ

આ તરફ સ્ત્રીઓ પૌષધવ્રત ઉચ્ચરતી હતી તેવામા એક સાધ્વીજી ઉપાશ્રયમા દાખલ થયા તેમણે થોડી વારે શકુતલાને પૂછ્યુ કે આ તારી સાથે નવુ કોણ આવ્યુ છે?

શકુતલા—એ મારી ભત્રીજી છે એને જીદગીમા પહેલી જ વાર સાધ્વીના દર્શન અને વદનનો લાભ મળ્યો છે એ બહુ ભલી છે જુઓને, હજુ કાલે જ એ અહી આવી અને આજે તો એણે પૌષધવ્રત લીધુ'

## કિરણ ૩૧ મુ. ઉપકાર કોને કહેવાય?

વાણારસી તરફ એક ઘોડાગાડી પૂરવેગથી જતી હતી વચ્ચે વચ્ચે ચાબુકના અવાજ સંભળાતા હતા ચડઉતર રસ્તો આવતા ઘોડા ધીમા પડ્યા વાણારસી પહોંચવા માટે બહુ અધીરા થઇ ગયેલા પાકુ શેઠે ગાડીમાથી બહાર ડોકિયુ કર્યું તો તેમની નજર એક બૌદ્ધ શ્રમણ ઉપર પડી એમને જોતા જ એ શેઠને એમના ઉપર ભાવ ઉત્પન્ન થયો તેમણે મમતાભર્યા અવાજે એમને પૂછ્યુ કે આપે ક્યા જવા ધાર્યું છે? ઉત્તર મળ્યો કે વારાણસી એ સાભળીને શેઠે કહ્યુ તો તો આ ગાડીમા બેસી જાઓ

ચાલી ચાલીને થાકી ગયેલા શ્રમણ ગાડીમા બેઠા પછી એમની અને શેઠની વચ્ચે મોહ અને મોક્ષની ગહન વાતો ચાલવા લાગી એવામા એકાએક ગાડી ઊભી રહી ગઇ પાકુ શેઠે આગળ નજર કરી તો તેમને જણાયુ કે એક ચોખાનુ ગાડુ રસ્તો રોકીને ઊભુ હતુ શેઠનો મિજાજ ગયો અને તેમણે ગાડીવાનને કહ્યુ મહાદત્ત! જોયા શુ કરે છે? ઉતર નીચે અને આ ચોખાની ગુણો ફેંકી દે એટલે ગાડુ સહેલાઇથી ફરી શકશે અને આપણી ગાડી આગળ ચાલશે

મહાદત્તે કચવાતે મને શેઠના કહેવા મુજબ કર્યું અને ગાડાને એક બાજુ તારવી ગાડી આગળ ચલાવવા માડી આટલા વખતમા પેલા શ્રમણ એકે પણ અક્ષર બોલ્યા વિના ગાડીમાથી ઉતરી પડ્યા હતા તેમને જોઇને શેઠે અધીરાઇથી પૂછ્યુ કેમ, શુ થયુ?

શ્રમણ—શેઠ! ક્ષમા કરો આ ગરીબ ખેડુતના ચોખા ધૂળ ભેગા કર્યા એમા આપને શુ મળ્યુ? એ બિચારાએ તો બહુ ગુમાવ્યુ હુ તો હવે એને ચોખા વીણવામા મદદ કરીશ

શેઠ—આપ તો પ્રભુના માણસ છો

આટલુ બોલી તેમણે મહાદત્તને ગાડી હંકારવા કહ્યુ અને તેણે ગાડી જોસભેર દોડાવી શ્રમણ તો એ જોઇ જ રહ્યા પછી એમણે પેલા ગાડાવાળા દેવળને ચોખા વીણવામા મદદ કરી ચોખા વીણાઇ રહેતા દેવળ ચોખા ગાડામા ભરી ગાડુ હાકવા બેઠો પેલા શ્રમણ પણ એમા બેઠા રસ્તે ચાલતા શ્રમણે સમજાવવા માડ્યુ કે ઉપકાર પર ઉપકાર કરવો એ તો ઉપકારનો બદલો વાળ્યો ગણાય, એમા ખરો ઉપકાર નથી અપકાર પર ઉપકાર કરવો એનુ નામ ખરો ઉપકાર છે

આ પ્રમાણે શ્રમણ જોઇ આપતા હતા તેવામાં દેવળ એકદમ ચમક્યો. એને એમ લાગ્યુ કે સામે સાપ છે. શ્રમણે બારીકાઇથી જોયુ તો તેમને માલમ પડ્યુ કે એ તો કમ્મરે બાંધવાની વાસળી હતી. તેમણે દેવળને કહ્યુ કે આ કઇ સાપ નથી પણ એ વાસળી છે જા, તુ એ લઇ આવ. એણે તે લાવી શ્રમણને આપી તેમણે જોયુ તો એ સોનામહોરોથી ભરેલી હતી તરત જ તેમને લાગ્યુ કે એ વાસળી પેલા પાડુ શેઠની જ હોવી જોઇએ તેમણે દેવળને કહ્યુ કે ભાઇ! અપકાર ઉપર ઉપકાર કરવાની આ સુદર તક છે. જે શેઠે તારી ચોખાની ગુણો ફેંકાવી દીધી હતી તેમની જ આ વાસળી લાગે છે એ તુ તેમને ન આપી આવે?

દેવળને આ વાત ગમી નહિ, છતા શ્રમણને નાઠ નખવા માટે તેણે તેમ કરવા હા પાડી ત્યારે શ્રમણે તેને કહ્યુ કે ભાઇ, માલમ એ શેઠનુ નામ પાંડુ છે અને તેમના ગાડીવાનનુ નામ મહાદત્ત છે. તેઓ વાગણગ્રી જવાના હતા આટલુ બોલી શ્રમણ ત્યા ઉતરી પડ્યા.

દેવળ વાગણગ્રી ગયો તો ત્યાનો રંગ જોઇને એ સડક જ થઇ ગયો. એક સિપાઇ બજારમાં પેલા મહાદત્તના બરડા પર કોરડા મારતો હતો. તપાસ કરતા એને માલમ પડ્યુ કે પાંડુ શેઠે પોતાની વાંસળી ચોરવાનો આરોપ એ મહાદત્ત ઉપર મૂક્યો હતો, અને ત્યાંના અમલદારે વધુ તપાસ કર્યા વિના એને ગુનેગાર ઠેરવી એ સજા કરમાવી હતી. દેવળથી આ જોઇ રહેવાયુ નહિ. તે એકદમ બોલી ઊઠ્યો વાંસળી તો આ રહી, આ બિચારાને નાહક શા માટે મારો છો? સજા કરનાર અમલદારનુ મોં પડી ગયુ વાસળી વિષેની બધી વાત દેવળે કહી સભાળાવી એટલે મહાદત્તને છોડી મુકવામા આવ્યો. અત્યારે મહાદત્તને પાડુ શેઠ ઉપર પૂરેપૂરી દાઝ ચડી હતી. તેમના ઉપર વેર લેવાનો નિશ્ચય કરી તે ત્યાંથી કોઇક ઠેકાણે ચાલ્યો ગયો.

આ તરફ પાડુ શેઠે દેવળને ઓળખ્યો ત્યારે તેમને પસ્તાવો થયો. તેમને લાગ્યુ કે દેવળે આ ભલમનસાઇ બતાવી તે એ નક્કી પેલા શ્રમણનો જ પ્ર- હોવો જોઇએ એ શ્રમણને મળવા શેઠ અધીરા બન્યા. એ શ્રમણનુ છે એટલુ તો શેઠે ગાડીમા તે થયેલી વાતચીત ઉપરથી- હતું શેઠે એક પછી એક નાંદ શ્રમણની તપાસ

આખરે તેમને એમનો પત્તો મળ્યો 'તેઓ નારદને પગે પડ્યા અને એમને વિનવવા લાગ્યા કે હુ કૌશાબીમા એક બૌદ્ધ વિહાર બાંધવા ઇચ્છુ છુ તો આપ મારા પર કૃપા કરી ત્યાં પધારી લોકોને સન્માર્ગે ચડાવશો? શ્રમણે હા પાડી અને શેઠે વિહાર બનાવ્યો શ્રમણે ત્યા ઉપદેશ આપવો શરૂ કર્યો જોતજોતામાં તો એ બૌદ્ધ વિહારના અને સાથે સાથે પાડુ શેઠના ચોમેર વખાણ થવા લાગ્યા

વખત જતા પાડુ શેઠ ખૂબ કમાયા અને તેમનુ નામ મોટા ઝવેરીઓમાં ગણાવા લાગ્યુ એક વેળા કોઇ એક રાજાએ તેમને સોનાનો મુગટ બનાવી આપવા કહ્યુ શેઠે બહુ મહેનત લઇને એ તૈયાર કરાવ્યો અને તેઓ એ રાજાને આપવા નીકળ્યા રાજાને બીજુ ઝવેરાત લેવાનુ કદાચ મન થાય એમ ધારી તેમણે થોડાક હીરા, માણેક વગેરે સાથે લીધા કામપૂરતા હથિયારબધ માણસો લઇને તેઓ નીકળ્યા હતા, છતા રસ્તે જતા સવારના પહોરમા એક લૂટારાની મોટી ટોળીએ તેમની પાસેથી બધુ પડાવી લીધુ હવે તો શેઠ એવા ગરીબ થઇ ગયા કે પેલો વિહાર પણ કાઢી નાખે જ છૂટકો એમ તેમને લાગવા માડ્યુ

એ જ સાજે નારદ પણ એ જ રસ્તે થઇને પસાર થયા તેમની ઝોળીમા એક ચોપડી હતી અને હાથમા એક ભિક્ષાપાત્ર હતુ, એ સિવાય એમની પાસે કઇ હતુ નહિ એમની પાસેથી કશુ લેવા જેવુ નહિ મળવાથી ગુસ્સામા ને ગુસ્સામા પેલી લૂટારુની ટોળીના સરદારે એમને ખોખરા કર્યા એ બિચારા આખી રાત ત્યા ને ત્યા પડી રહ્યા સવાર પડતા તેઓ આડમાડ ઊઠ્યા, પણ જુએ છે તો પોતાને લૂટનાર ટોળી અને એક એવી બીજી ટોળી વચ્ચે ખૂનખાર લડાઇ ચાલી રહી છે થોડા વખતમા શ્રમણને લૂટનારી ટોળીનો ઘાણ નીકળી ગયો. એ ટોળીનો સરદાર ઘણો ઘાયલ થયો હતો તેને પડતો મૂકીને બધા ભાગી ગયા

થોડી વાર નારદ એ સરદાર પાસે ગયા ત્યારે સરદારે એમને ઓળખી લીધા એની આખમાથી ચોધાર આસુ સરી પડ્યા નારદે એની ખૂબ માવજત કરી, પરતુ સરદારને કઇ ફાયદો ન થતા તે છેલ્લા શ્વાસ લેવા લાગ્યો એ સમયે એણે નારદને કહ્યુ કે હુ પાડુ શેઠનો ગાડીવાળો મહાદત્ત છુ એમના ઉપર વેર લેવા હુ લૂટારો બન્યો મેં એ શેઠને પૂરેપૂરા લૂટી લીધા એટલે મને શાંતિ મળેલી જણાતી હતી પણ તે સાચી શાતિ નીવડી નથી આજે તમે મારી માવજત કરી મારા પર જે ઉપકાર કર્યો છે તે ઉપરથી મને સમજાય છે કે ખરી

શાતિ તો અપકાર ઉપર ઉપકાર કરવાથી જ મળે છે. હવે હુ બહુ બોલી શકુ તેમ નથી, પરતુ પેલી ગુફામાં એ શેઠનુ બધુ ધન મેં લૂટીને રાખ્યુ છે તે તેમને મળે તેમ કરશો આટલુ બોલતા બોલતાં મહાદત્તના રામ રમી ગયા

એકલે હાથે મહાદત્તનો અગ્નિસસ્કાર કરી નારદ ત્યાથી પાડુ શેઠ પાસે ગયા અને એમણે તેમને બધી વાત કરી પછી શેઠે ગુફામાથી પોતાનુ ધન મેળવ્યુ વિહાર બધ કરવાના સકટમાથી તેઓ બચ્યા એ માટે તેમણે પ્રભુનો પાડ માન્યો તેઓ જીવ્યા ત્યાં સુધી દેવળે અને મહાદત્તે તેમના પર કરેલા ઉપકાર તેઓ વીસરી શક્યા નહિ જે કોઇ તેમના સમાગમમા આવતુ તેને તેઓ કહેતા કે ભાઇ! ખરી સજ્જનતા અપકાર પર ઉપકાર કરવામાં છે

---

## કિરણ ૩૨ મુ. શ્રીસિદ્ધચક્ર

જોડેના પાના ૮૫ વર્તુલાકારનુ અને વિવિધ રગનાળુ ચિત્ર આપેલું છે તે તરફ તમે નજર કરો એ ચિત્રને મથાળે 'શ્રીસિદ્ધચક્ર' અને એની નીચે 'શ્રીનવપદનુ મડળ' એમ બે નામ આપેલાં છે ચિત્રમા મોટા વર્તુલની વચ્ચો વચ્ચ નાનુ વર્તુલ છે અને એ નાના વર્તુલની આસપાસ પાખડી જેવા આઠ આકારો કાઢેલા છે આથી આ શ્રીસિદ્ધચક્રના ઘાટને મધ્યમા કર્ણિકા અને આસપાસ આઠ પાખડીવાળા કમળ સાથે સરખાવાય છે

કર્ણિકાના સ્થાનમા અરિહત પ્રભુનુ ચિત્ર આપેલુ છે એની ઉપરની પાખડીમા સિદ્ધ પરમાત્માનુ ચિત્ર છે અને એની નીચેની પાખડીમા ઉપાધ્યાય મહારાજનુ ચિત્ર છે અરિહત પ્રભુની ડાબી બાજુની પાખડીમા આચાર્યમહારાજનુ ચિત્ર છે અને જમણી બાજુની પાખડીમા સાધુમહારાજનુ ચિત્ર છે

અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાચ પરમેષ્ઠી ગણાય છે, કેમકે એ પાચે પરમ પદને પામેલા છે એ પાચેના ચિત્રો જુદા જુદા રગમા આપેલા છે જેમકે અરિહત પ્રભુનુ ચિત્ર સફેદ રગમા, સિદ્ધ પરમાત્માનું લાલ રગમા, આચાર્યમહારાજનુ પીળા રગમા, ઉપાધ્યાયમહારાજનુ લીલા રગમા અને સાધુમહારાજનુ શ્યામ રગમા છે આ દરેક પરમેષ્ઠી તરફ જુદુ જુદુ ધ્યાન ખેંચાઇ શકે એ માટે પાચ જુદા જુદા રગોનો ઉપયોગ કરાયો છે

સિદ્ધ પરમાત્માના અને આચાર્યમહારાજના ચિત્ર વચ્ચે 'દર્શન' પદની સ્થાપના કરાયેલી છે એવી રીતે આચાર્યમહારાજના અને ઉપાધ્યાયમહારાજના ચિત્ર વચ્ચે 'જ્ઞાન' પદની, ઉપાધ્યાયમહારાજના અને સાધુમહારાજના ચિત્ર વચ્ચે 'ચારિત્ર' પદની તેમજ સાધુમહારાજના અને સિદ્ધ પરમાત્માના ચિત્ર વચ્ચે 'તપ' પદની સ્થાપના કરાયેલી છે

દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપને માટે પ્રાકૃત ભાષામા દસણ, નાણ, ચારિત્ત અને તવ શબ્દ વપરાય છે એટલે એ શબ્દો વાપરીને દર્શન આદિ ચારે પદોને અહીં નમસ્કાર કરાયો છે અને એ હકીકત ॐ **नमो दमणस्म** ઇત્યાદિ રૂપે કાળી શાહીમા છપાવાઇ છે

આપણે આઠ પાખડી જેના આકારનો ચાર દિશા અને ચાર વિદિશા તરીકે વિચાર કરીશુ તો જણાશે કે ઉત્તરમા સિદ્ધ, દક્ષિણમા ઉપાધ્યાય, ...

श्रीसिद्धचक्र




श्रीनवपदनुं मंडळ

પશ્ચિમમા સાધુ, ઈશાન ખૂણામા દર્શન, અગ્નિ ખૂણામા જ્ઞાન, નૈઋત્ય ખૂણામાં ચારિત્ર અને વાયવ્ય ખૂણામા તપ એમ આઠ પદોની સ્થાપના કરાયેલી છે

નવપદજીના ચિત્રને આપણે આઠ પાખડીવાળા કમળને બદલે ચક્રની સાથે સરખાવીએ તો એ ચક્રની નાભિ તરીકે અરિહત પ્રભુની અને એ નાભિના ઉપરના ભાગમાના આઠ આરા પૈકી બબ્બેની વચ્ચમા સિદ્ધ વગેરે બાકીના આઠ પદોની સ્થાપના કરાયેલી છે એમ આપણે કહી શકીએ

અરિહત પ્રભુ વીતરાગ અને સર્વજ્ઞ છે એઓ દેહધારી છે એઓ સિદ્ધ પરમાત્માનુ સ્વરૂપ સમજાવે છે એ એમનો અસાધારણ ઉપકાર છે

અરિહત પ્રભુના સ્વરૂપની થોડીક ઝાખી આપણને 'નમુત્થુ ણ' ઉપરથી થાય છે

સિદ્ધ પરમાત્માને દેહ નથી તેઓ અમૂર્ત છે તેઓ અનત જ્ઞાન, અનત દર્શન, અનત બળ અને અનત સુખ એમ અનતચતુષ્ટયના ધારક છે તેમને હવે કદી કોઈ પણ કારણસર જન્મવાનુ બાકી રહેતુ નથી તેઓ અક્ષય ગતિને પામેલા છે

આચાર્યમહારાજ અરિહત પ્રભુના ઉપદેશરૂપ અર્થને સૂત્રરૂપે ગૂથે છે અને તેમ કરીને એમના ઉપદેશને જાળવી રાખવા પ્રયત્ન કરે છે તેઓ શાસનના હિતની પૂરેપૂરી કાળજી રાખે છે તેઓ સ્વ તેમજ પર સિદ્ધાન્તના જાણકાર હોય છે

ઉપાધ્યાયમહારાજ આપણને આચાર્યમહારાજે ગૂથેલી સૂત્રરૂપ માળા આપે છે જો આપણે આચાર્યમહારાજને રાજા ગણીએ તો ઉપાધ્યાયમહારાજને પાટવી-કુવર તરીકે ઓળખાવી શકીએ

સાધુમહારાજ મોક્ષમાર્ગે જવા નીકળેલા મુસાફરોને તેમની મુસાફરીમાં દરેક જાતની બનતી સહાયતા કરે છે તેઓ તેમને સન્માર્ગે બતાવે છે

આ પ્રમાણે આ પાચ પરમેષ્ઠીરૂપ પાચ પદોની તેમજ દર્શન આદિ ચારે પદોની સાચા દિલથી આરાધના, મદિરની સગવડ ન હોય ત્યારે પણ થઇ શકે એવા ઉદ્દેશથી નવપદજીના ચિત્રને લોકો ચાદી કે બીજી કોઈ ધાતુમા મઢાવે છે, અને એને 'નવપદજીના ગટ્ટા' તરીકે ઓળખાવે છે આવા ગટ્ટા કેવળ જૈનોના ઘરમાં જ હોય છે એમ નહિ, પરંતુ [illegible] પણ જોવામા આવે છે

ચિત્રમા એકદર જે નવ પદો [illegible] છે તેમા અરિહત

સિદ્ધ એ બે પદો સુદેવને સ્થાને છે, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ ત્રણ પદો સુગુરુને સ્થાને છે, અને દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચાર પદો સુધર્મને સ્થાને છે આ પ્રમાણે નવ પદોમા બે પ્રકારના સુદેવ, ત્રણ પ્રકારના સુગુરુ અને ચાર પ્રકારના સુધર્મને સ્થાન અપાયેલુ છે આથી નવપદજીની આરાધના કરનારને હાથે દેવ, ગુરુ અને ધર્મરૂપ તત્ત્વત્રયીની આરાધના થાય છે વળી એ આરાધનામા દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ રત્નત્રયીની આરાધના પણ આવી જ જાય છે

# અર્થ-સૂચી

ઉ

ઉપકરણ=સાધન, સામગ્રી

ક

કાહા=ગરુ
કુળ=અનેક ગચ્છોનો સમુદાય
કેવલ્યભૂમિ=જે સ્થળમા કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ હોય તે સ્થળ

ક્ષ

ક્ષયોપશમ=ઉદયમા આવેલા કર્મોનો ક્ષય અને ઉદયમા નહિ આવેલા કર્મોનો ઉપશમ થાય એવી સ્થિતિ

ગ

ગચ્છ=એક આચાર્યની આજ્ઞામા વર્તનારા શિષ્યોનો સમુદાય
ગણ=અનેક કુળોનો સમુદાય

ચ

ચક્રરત્ન=ચક્રવર્તીના ચૌદ રત્નોમાનુ એક રત્ન
ચક્રવર્તી=સાર્વભૌમ રાજા
ચક્રેશ્વરી=શ્રીઋષભદેવના તીર્થની રખેવાળ દેવી
ચૈત્યવદન=જિનપ્રતિમાને કરાતી નમસ્કારની ક્રિયા

દ

દૈવસિક પ્રતિક્રમણ=દિવસમા જે કઇ ખગબ પ્રવૃત્તિ થઇ હોય તેને અગે કરાતુ પ્રતિક્રમણ

ધ

ધર્મચક્ર=તીર્થંકરના ધર્મનો પ્રકાશ કરનારુ ચક્ર

ન

નાણ=સમવસરણ
નિર્વાણભૂમિ=જે સ્થળમા નિર્વાણ થયુ હોય તે સ્થળ

પ

પરભવ=આગામી જન્મ
પ્રતિષ્ઠામહોત્સવ=પ્રતિમાની પ્રતિષ્ઠાને લગતો મોટો ઉત્સવ
પાઠ=પોથીને વાચતી વેળા ક ... ઠોડિયા, બેવડા કે અઢિયા પૂઠા.

### ભ

ભવ=જન્મ

### મ

મહાપરિગ્રહ=મોટુ મમત્વ, મોટી મૂર્છા

### વ

વિહારભૂમિ=જે સ્થળમા થઈને વિહાર કરાયો હોય તે સ્થળ

### સ

સત્તરપ્રકારી પૂજા=એક જાતની પૂજા એમા નીચે મુજબના ૧૭ વાના ગણાય છે —

(૧) સ્નાન, (૨) વિલેપન, (૩) વસ્ત્રયુગલ, (૪) વાસક્ષેપ, (૫) પુષ્પ, (૬) પુષ્પમાળા, (૭) પુષ્પમેઘ, (૮) ચૂર્ણ (૯) ધજા, (૧૦) આભરણ, (૧૧) પુષ્પગૃહ, (૧૨) પુષ્પપગર, (૧૩) આઠ મગળ, (૧૪) ધૂપ, (૧૫) ગીત, (૧૬) નૃત્ય અને (૧૭) વાજિંત્ર

આ પૈકી વસ્ત્રયુગલ, વાસક્ષેપ અને પુષ્પમેઘને બદલે અનુક્રમે દેવદૂષ્યવસ્ત્ર, વાસપૂજા અને પાચ રગના પુષ્પ પણ ગણાવાય છે

---



# પરિશિષ્ટ

## जगचिंतामणि 'चैत्यवंदन

जगच्चिन्तामणय   जगन्नाथा'   जगद्गुरव

**जगचिंतामणि,   जगनाह,   जगगुरु,**

જગત્‌ના ચિંતામણિ   જગત્‌ના નાથ   જગત્‌ના ગુરુ

जगद्रक्षणा   जगद्बान्धवा   जगत्सार्थवाहाः

**जगरक्खण,   जगबंधव,   जगसत्थवाह,**

જગત્‌ના રક્ષક   જગત્‌ના બાંધવ   જગત્‌ના સાર્થવાહ

जगद्भावविचक्षणा   अष्टापदसंस्थापितरूपा   कर्माष्टविनाशना

**जगभावविअक्खण, अट्ठावयसंठवियरूव, कम्मट्ठविणासण**

જગત્‌ના ભાવ જાણનારા   અષ્ટાપદ ઉપર સ્થપાયેલી છે મૂર્તિઓ જેમની એવા   આઠ કર્મનો નાશ કરનારા

चतुर्विंशति अपि जिनवरा जयन्तु   अप्रतिहतशासना

**चउवीसं पि जिणवर जयंतु   अप्पडिहयसासण ॥**

ચોવીસ પણ તીર્થંકરો જયવતા વર્તો   હણાય નહિ એવી આજ્ઞા છે જેમની એવા

અર્થ—જગત્‌ના (ભવ્ય જીવોને) ચિંતામણિ(સમાન), જગત્‌ના (નિકટ ભવ્ય જીવોના) નાથ, જગત્‌ના ગુરુ, જગત્‌ના રક્ષક જગત્‌ના બાંધવ, (મોક્ષા-ભિલાષી) જગતના સાર્થવાહ, જગતના (તમામ) ભાવ જાણનાર, 'અષ્ટાપદ' પર્વત ઉપર જેમની મૂર્તિઓ સ્થપાયેલી છે એવા, કર્મનો નાશ કરનારા તેમજ જેમની આજ્ઞા (કોઈથી) હણાય નહિ તેવી છે એવા ચોવીસે તીર્થંકરો જયવતા વર્તો

1 સામાન્ય રીતે ચૈત્યવંદનની શરૂઆત નીચે મુજબ બોલીને કરાય છે—
इच्छाकारेण संदिसह भगवन्! चैत्यवंदन करुं? इच्छं

कर्मभूमिषु कर्मभूमिषु प्रथमसहननिनाम् उत्कृष्ट
**कम्मभूमिहि कम्मभूमिहि पढमसघयणि उक्कोसय**
કર્મભૂમિઓમા કર્મભૂમિઓમા પ્રથમ સહનનવાળા ઉત્કૃષ્ટથી

सप्ततिशत जिनवराणा विहरता लभ्यते नवकोट्य
**सत्तरिसय जिणवराण विहरंत लब्भइ, नवकोडिहि**
એક સો સિત્તેર તીર્થંકરોની વિચરતા મળે નવ કરોડ

केवलिना कोटिसहस्रनवक साधूना गम्यते सम्प्रति
**केवलिण, कोडिसहस्सनव साहु गम्मइ, संपइ**
કેવલજ્ઞાનીની નવ હજાર કરોડ સાધુઓની મળે હાલમા

जिनवरा विंशति मुनीनाम् द्वे कोटी वरज्ञानिनाम्
**जिणवर वीस मुणि, विहुं कोडिहि वरनाण,**
તીર્થંકર વીસ મુનિઓની બે કરોડ ઉત્તમ જ્ઞાનવાળા

श्रमणाना कोटीसहस्रद्वय स्तूयते नित्य प्रभाते
**समणह कोडिसहसदुअ, थुणिज्जइ निच्च विहाणि ॥**
સાધુઓની બે હજાર કરોડ સ્તુતિ કરાય રોજ વહાણામા

અર્થ—(અસિ, મષી અને કૃષિ વડે જ્યા જીવનનિર્વાહ ચાલે છે એવી તમામ) કર્મભૂમિઓને વિષે વિચરતા અને પ્રથમ સહનનવાળા એવા તીર્થંકરોની ઉત્કૃષ્ટ (સખ્યા) એક સો ને સિત્તેરની મળે, (એ સિવાયના) કેવલજ્ઞાનીની ઉત્કૃષ્ટ (સખ્યા) નવ કરોડની મળે અને (એ સિવાયના) સાધુઓની ઉત્કૃષ્ટ (સંખ્યા) નવ હજાર કરોડની (અર્થાત્ નેવુ અબજની) મળે, (પરતુ) હાલમા (એ બધાની સખ્યા જઘન્ય છે એથી) તીર્થંકરોની વીસ, (કેવલજ્ઞાનરૂપ) ઉત્તમ જ્ઞાનવાળા મુનિઓની બે કરોડ અને (સામાન્ય) સાધુઓની બે હજાર કરોડ (અર્થાત્ વીસ અબજ)ની છે (એ બધાની) રોજ વહાણુ વાના સ્તુતિ કરાય છે

जयतु स्वामिक ! जयतु स्वामिक !
**जयउ सामिय ! जयउ सामिय !**
જયવતા વર્તો હે નાથ ! જયવતા વર્તો હે નાથ !

ऋषभ! शत्रुञ्जये उज्जयन्ते प्रभो! नेमिजिन!
रिसह! सत्तुंजि उज्जिंति पहु! नेमिजिण!
હે ઋષભ! શત્રુંજયમાં ઉજ્જયતમા પ્રભુ! નેમિ જિન!

जयतु वीर! सत्यपुरीमण्डन! भृगुकच्छे
जयउ वीर! सच्चउरिमंडण! भरुअच्छहिं
જયવતા વર્તો હે વીર! હે ¹સત્યપુરીના શણગાર! ભરૂચમા

मुनिसुव्रत! मुखरिपार्श्व! दुःखदुरितखण्डना अपरविदेहे
मुणिसुव्वय! मुहरिपास! दुहदुरियखंडण अवरविदेहिं
હે મુનિસુવ્રત! ²મુહરિમાના પાર્શ્વ! દુ ખ અને પાપના નાશ કરનારા બીજા (મહા)વિદેહને વિષે

तीर्थङ्कराः चतसृषु दिक्षु विदिक्षु ये के अपि
तित्थयरा चिहुं दिसि विदिसि जि के वि
તીર્થંકરો ચાર દિશામા વિદિશામા જે કોઇ પણ

अतीतानागतसाम्प्रतिकाः वन्दे जिनान् सर्वान् अपि
तीआणागयसंपइय वंदू जिण सव्वे वि ॥
અતીત, અનાગત અને વર્તમાન (કાળ)મા થયેલા વાદુ છું તીર્થંકર સર્વને પણ

અર્થ—હે નાથ! તમે જયવતા વર્તો, હે નાથ! તમે જયવતા વર્તો. શત્રુંજય ઉપર હે ઋષભ(દેવ)! તમે જયવતા વર્તો, ઉજ્જયત (એટલે કે ગિરનાર) ઉપર હે પ્રભુ નેમિ(નાથ) તીર્થંકર! તમે જયવતા વર્તો, (સત્યપુરી)ના શણગારરૂપ હે વીર! તમે જયવતા વર્તો (અને) ભરૂચમા હે મુનિસુવ્રત(સ્વામી)! (અને) મુહરિ(ગામ)માં હે પાર્શ્વ(નાથ)! તમે જયવતા વર્તો તમે દુ ખ અને પાપના નાશ કરનારા છો (આ ઉપરાત) બીજા (પાચ) મહાવિદેહને વિષેના તીર્થંકરોને (તથા) ચાર દિશાઓ અને ચાર વિદિશાઓમા જે કોઇ પણ, અતીત કાળ, અનાગત કાળ અને વર્તમાન કાળ સબધી તીર્થંકરો છે તે સર્વને પણ હું વાંદુ છુ

૧ સાચોર આ જોધપુર રાજ્યમા આવેલ છે ૨ ઇડર રાજ્યમા આવેલા ટીટોઇ નામના ગામમા જે મહુરીપાર્શ્વનાથ બિરાજે છે તે આ હોય

सप्तनवतिं सहस्राणि लक्षाणि षट्पञ्चाशत् अष्टकोटी

**सत्ताणवइ सहस्सा, लक्खा छप्पन्न अट्ठकोडिओ ।**

સત્તાણુ હજાર લાખ છપ્પન આઠ કરોડ

द्वात्रिंशच्छत द्व्यशीतिं त्रिलोके चैत्यानि वन्दे ।

**बत्तिसय बासियाइं, तियलोए चेइए वंदे ॥ १ ॥**

બત્રીસ સો બ્યાશી ત્રણ લોકમાં ચૈત્યોને વાંદુ છું

અર્થ—આઠ કરોડ, છપ્પન લાખ, સત્તાણુ હજાર, બત્રીસ સો ને બ્યાસી[1] (એટલા) ત્રણ લોકને વિષેના ચૈત્યોને હું વાંદુ છું–૧

पञ्चदश कोटिशतानि कोटी द्विचत्वारिंशत लक्षाणि अष्टपञ्चाशत

**पन्नरस कोडिसयाइ, कोडी बायाल लक्ख अडवन्ना ।**

પન્નર કરોડોના સેંકડા કરોડ બેંતાલીસ લાખ અઠ્ઠાવન

षट्त्रिंशत सहस्राणि अशीतिं शाश्वतबिम्बानि प्रणमामि ।

**छत्तीस सहस असिइं, सासयबिंबाइ पणमामि ॥ २ ॥**

છત્રીસ હજાર એંસી શાશ્વત પ્રતિમાઓને વંદના કરુ છું

અર્થ—(ઉપર ગણાવેલા ચૈત્યોને વિષે રહેલી) પંદર સો બેંતાલીસ કરોડ, અઠ્ઠાવન લાખ, છત્રીસ હજાર અને એંસી[2] (એટલી) શાશ્વત પ્રતિમાઓને હું વંદના કરુ છું–૨

---

૧ ૮, ૫૭,૦૦ ૨૮૨

૨ ૧૫, ૪૨, ૫૮, ૩૬૦૮૦

# जं किंचि सूत्र

यत् किंचित् नामतीर्थं स्वर्गे पाताले मानुषे लोके
जं किंचि नामतित्थं, सग्गे पायालि माणुसे लोए।
જે કઇ નામરૂપ તીર્થ સ્વર્ગમા પાતાળમા મનુષ્યને લગતા લોકમા

यानि जिनबिम्बानि तानि सर्वाणि वन्दे
जाइं जिणबिंबाइं, ताइं सव्वाइं वंदामि ॥ १ ॥
જે તીર્થંકરની પ્રતિમાઓ તે સર્વને હુ વદન કરુ છુ

અર્થ—સ્વર્ગને વિષે, પાતાળને વિષે (અને) મનુષ્યલોકને વિષે જે [તીર્થં]કરની પ્રતિમાઓ છે તે સર્વને (તેમજ) જે કઇ નામરૂપ તીર્થ છે (તેને) [વ]દન કરુ છું—૧

# नमुत्थु णं सूत्र



नमः अस्तु अरिहन्तृभ्य
**नमुत्थु [2]णं अरिहंताणं**
નમન હો અરિહંતોને

भगवद्भ्य आदिकरेभ्य
**भगवंताणं ॥ आइगराणं**
ભગવંતોને શરૂઆત કરનારાને

तीर्थंकरेभ्य स्वयसम्बुद्धेभ्य
**तित्थयराणं सयसंबुद्धाणं ॥**
તીર્થના કરનારાને પોતાની મેળે બોધ પામેલાને

पुरुषोत्तमेभ्य पुरुषसिंहेभ्य
**पुरिसुत्तमाणं पुरिससीहाणं**
પુરુષોમા ઉત્તમને પુરુષોમા સિંહને

पुरुषवरपुण्डरीकेभ्य पुरुषवरगन्धहस्तिभ्य
**पुरिसवरपुंडरीयाणं पुरिसवरगंधहत्थीणं ॥**
પુરુષોમા શ્રેષ્ઠ કમળને પુરુષોમા શ્રેષ્ઠ ગંધહસ્તીને

लोकोत्तमेभ्य लोकनाथेभ्य
**लोगुत्तमाणं लोगनाहाणं**
લોકને વિષે ઉત્તમને લોકના નાથને

लोकहितेभ्य लोकप्रदीपेभ्य लोकप्रद्योतकरेभ्य
**लोगहियाणं लोगपईवाणं लोगपज्जोअगराणं ॥**
લોકના હિતકારીને લોકને વિષે પ્રદીપને લોકમા અતિશય પ્રકાશ કરનારાને

---

૧ છેલ્લી ગાથા સિવાયનો ભાગ શક્રે શ્રીમહાવીરસ્વામીની સ્તુતિ કરતા ઉચ્ચાર્યો એમ કહેવાય છે અને એ ઉપરથી આને 'શક્રસ્તવ' કહેવામા આવે છે

૨ વાક્યાલંકારવાચક અવ્યય

अभयदेभ्य· चक्षुर्देभ्य· मार्गदेभ्य·
**अभयदयाणं चक्खुदयाणं मग्गदयाणं**
અભય દેનારને નેત્ર આપનારાને માર્ગ બતાવનારને

शरणदेभ्य बोधिदेभ्य·
**सरणदयाणं बोहिदयाणं ॥**
શરણુ આપનારને સમ્યક્ત્વ આપનારને

धर्मदेभ्य धर्मदेशकेभ्य· धर्मनायकेभ्य·
**धम्मदयाणं धम्मदेसयाणं धम्मनायगाणं**
ધર્મના દાતારને ધર્મનો ઉપદેશ કરનારાને ધર્મના નાયકને

धर्मसारथिभ्य धर्मवरचातुरन्तचक्रवर्तिभ्य
**धम्मसारहीणं धम्मवरचाउरंतचक्कवट्टीण ॥**
ધર્મના સારથિને ધર્મમા શ્રેષ્ઠ અને ચારે ગતિનો અત કરનાર ચક્રવર્તીને

अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्य व्यावृत्तच्छद्मभ्य
**अप्पडिहयवरनाणदंसणधराणं वियट्टछउमाणं ॥**
નહિ હણાયેલા એવા શ્રેષ્ઠ જ્ઞાન અને દર્શનને ધારણ કરનારાને
નિવૃત્ત થયુ છે છદ્મસ્થપણુ જેમનુ એવાને

जिनेभ्य जापकेभ्य तीर्णेभ्य तारकेभ्य·
**जिणाणं जावयाणं तिन्नाणं तारयाणं**
જીતનારને જીતાડનારને તરેલાને તારનારને

बुद्धेभ्य· बोधकेभ्य मुक्तेभ्य मोचकेभ्यः
**बुद्धाणं बोहयाण मुत्ताण मोअगाण ॥**
બોધ પામેલાને બોધ પમાડનારને મુક્તને મૂકાવનારાઓને

सर्वज्ञेभ्य सर्वदर्शिभ्य शिवम् अचलम् अरुजम् अनन्तम् अक्ष
**सव्वन्नूणं सव्वदरिसीणं सिवमयलमरुअमणंतमक्ख**
સર્વજ્ઞને સર્વદર્શીને કલ્યાણકારી સ્થિર રોગરહિત અનત અ

अव्याबाधम् अपुनरावृत्ति सिद्धिगतिनामधेय स्थान
**मव्वाबाहमपुणराविति से 1. थेयं ठाण**
બાધારહિત પુનરાગમનથી રહિત મવાળા સ્થાનને

सम्प्राप्तेभ्य नम जिनेभ्य जितभयेभ्य ।

**सपत्ताण ॥ नमो जिणाण, जियभयाणं ॥**

પામેલાને નમસ્કાર જિનોને જીત્યા છે ભય જેમણે તેમને

અર્થ—ભગવાન, (શ્રુતધર્મની) શરૂઆત કરનારા, તીર્થ(સ્થાપન) કરનારા, પોતાની મેળે બોધ પામેલા, પુરુષોમા ઉત્તમ, પુરુષોમાં સિંહ (સમાન), પુરુષોમા શ્રેષ્ઠ કમળ (સમાન), પુરુષોમા શ્રેષ્ઠ ગંધહસ્તી (સમાન), (ભવ્ય) લોકને વિષે ઉત્તમ, (આસન્નસિદ્ધ) લોકના નાથ, લોકના હિતકારી, (સંજ્ઞી પંચેન્દ્રિય) લોકને વિષે પ્રદીપ, (સમાન) (ચૌદપૂર્વધરરૂપ) લોકમા અતિશય પ્રકાશ કરનાર, અભય(દાન) દેનારા, (શ્રુતજ્ઞાનરૂપ) નેત્ર આપનારા, (મોક્ષનો) માર્ગ બતાવનારા, શરણુ આપનારા, સમ્યક્ત્વ આપનારા, ધર્મના દાતાર, ધર્મનો ઉપદેશ કરનારા, ધર્મના નાયક, ધર્મના સારથિ, ધર્મમા શ્રેષ્ઠ તેમજ ચાર ગતિનો અંત કરનારા એવા (ધર્મ)ચક્રવર્તી, (કોઈથી) નહિ હણાયેલા એવા શ્રેષ્ઠ જ્ઞાન (કેવલજ્ઞાન) અને દર્શન (કેવલદર્શન)ને ધારણ કરનારા, જેમનુ છદ્મસ્થપણુ નિવૃત્ત થયુ છે એવા, (રાગ અને દ્વેષના) જીતનાર (તથા તેથી) જીતાડનાર, (સંસારથી) તરેલા (તથા) તારનાર, (તત્ત્વનો) બોધ પામેલા (તથા) પમાડનાર, (કર્મથી) મુક્ત (તથા) મૂકાવનાર, સર્વજ્ઞ, સર્વદર્શી, તેમજ કલ્યાણકારી, સ્થિર, રોગરહિત, અનંત, અક્ષય, બાધારહિત, તથા પુનરાગમનથી રહિત એવા સિદ્ધિગતિ નામવાળા સ્થાનને પામેલા એવા અરિહંતોને નમન હો જિનોને કે જેમણે (સર્વ) ભયને જીત્યા છે તેમને નમસ્કાર (હો)

ये च अतीता सिद्धा ये च भविष्यन्ति अनागते काले

**जे य अईआ सिद्धा, जे अ भविस्संतणागए काले ।**

જેઓ વળી અતીત સિદ્ધો જેઓ તથા થનારા અનાગત કાળમા

सम्पति च वर्तमाना सर्वान् त्रिविधेन वन्दे ।

**सपइ अ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि ॥ १ ॥**

અત્યારે વળી વર્તતા સર્વને ત્રણ પ્રકારે વાદુ છુ

અર્થ—વળી જેઓ અતીત કાળે સિદ્ધ થયા તથા જેઓ અનાગત કાળમા સિદ્ધ થનારા છે (અને) જેઓ અત્યારે વિદ્યમાન છે એ સર્વને હુ ત્રણ પ્રકારે વન્દન કરુ છુ—૧

# जावंति चेइआइं सूत्र

यावन्ति चैत्यानि ऊर्ध्वे च अध च तिर्यग्लोके च
**जावंति चेइआइ, उड्ढे अ अहे अ तिरियलोए य ।**
જેટલા જિનબિંબો ઊર્ધ્વ અને અધ તથા તિર્યગ્લોકમા વળી

सर्वाणि तानि वन्दे इह सन् तत्र सन्ति
**सव्वाइं ताइ वंदे, इह संतो तत्थ संताइं ॥ १ ॥**
સર્વ તેને વાદુ અહીં રહેલ ત્યા રહેલાને

અર્થ—ઊર્ધ્વલોકને વિષે તથા અધોલોકને વિષે તેમજ તિર્યગ્લોકને વિષે જેટલા જિનબિંબો છે તે ત્યા રહેલા સર્વને હુ અહીં રહેલો છતો વદના કરુ છુ—૧

---

## नमस्कारसूत्र

**नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्य. ।**

.કાર અરિહંતોને, સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને અને બધા સાધુઓને

અર્થ—અરિહંતોને, સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને અને બધા સાધુઓને હોજો

---

# उपसर्गहरस्तोत्र

उपसर्गहरपार्श्वं पार्श्वं वन्दे कर्मघनमुक्तं

**उवसग्गहरपासं, पासं वंदामि कम्मघणमुक्कं।**

ઉપસર્ગને દૂર કરનાર પાર્શ્વ છે જેને એવા પાર્શ્વને વાંદુ છું કર્મના સમૂહથી મુક્ત

विषधरविषनिर्णाशं मङ्गलकल्याणावासम्।

**विसहरविसनिन्नासं, मंगलकल्लाणआवासं ॥ १ ॥**

સર્પના ઝેરનો અતિશય નાશ કરનાર મંગળ અને કલ્યાણના નિવાસ

અર્થ—જેમને ઉપસર્ગને દૂર કરનાર પાર્શ્વ (નામે યક્ષ સેવક) છે એવા, જેઓ કર્મના સમૂહથી મુક્ત છે (તથા) જેઓ વિષધરના વિષનો અતિશય નાશ કરનારા છે (તેમજ) જેઓ મંગળના અને કલ્યાણના નિવાસ(રૂપ) છે એવા પાર્શ્વ(નાથ)ને હું વાંદુ છું—૧

विषधरस्फुलिङ्गमन्त्रं कण्ठे धारयति यः सदा मनुजः

**विसहरफुलिंगमंतं, कंठे धारेइ जो सया मणुओ।**

વિષધરસ્ફુલિંગ મંત્રને કંઠમાં ધારણ કરે છે જે સદા મનુષ્ય

तस्य ग्रहरोगमारीदुष्टज्वरा यान्ति उपशमम्

**तस्स गहरोगमारीदुट्ठजरा जंति उवसामं ॥ २ ॥**

તેના ગ્રહ, રોગ, મારી અને દુષ્ટ જ્વર પામે છે શાંતિને

અર્થ—જે મનુષ્ય (શ્રીપાર્શ્વનાથના નામગર્ભિત) વિષધરસ્ફુલિંગ (નામના) મંત્રને કંઠને વિષે સદા ધારણ કરે છે, તેના (પ્રતિકૂળ) ગ્રહ, રોગ, મારી અને દુષ્ટ જ્વર શાંત થઈ જાય છે—૨

तिष्ठतु दूरे मन्त्रः तव प्रणामः अपि बहुफलः भवति

**चिट्ठउ दूरे मंतो, तुज्झ पणामो वि बहुफलो होइ।**

રહો દૂર મંત્ર તારો પ્રણામ પણ ઘણા ફળવાળો થાય છે

नरतिर्यञ्चो अपि जीवाः प्राप्नुवन्ति न दुःखदौर्गत्यम्।

**नरतिरिएसु वि जीवा, पावंति न दुंक्खदोगच्चं ॥ ३ ॥**

મનુષ્ય ને તિર્યંચમાં પણ જીવો પામતા નથી દુઃખ અને દરિદ્રતાને

---

૧ 'दुक्खदोहग्ग' એવો પણ પાઠ છે

અર્થ—(એ) મંત્ર દૂર રહો તને (કરેલો) પ્રણામ પણ ઘણા ફળવાળો થાય છે (એ પ્રણામ કરનારા) જીવો મનુષ્ય અને તિર્યંચ (ગતિ)ને વિષે પણ દુખ અને દરિદ્રતાને પામતા નથી—૩

तव सम्यक्त्वे लब्धे चिन्तामणिकल्पपादपाभ्यधिके
**तुह संमत्ते लद्धे, चिंतामणिकप्पपायवब्भहिए।**
તારુ સમ્યક્ત્વ પામે ચિન્તામણિ અને કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળુ

प्राप्नुवन्ति अविघ्नेन जीवा अजरामर स्थानम्
**पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥**
પામે છે નિર્વિઘ્ને જીવો અજર અને અમર સ્થાનને

અર્થ—ચિન્તામણિ (રત્ન) અને કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળુ એવુ તારુ સમ્યક્ત્વ પામે છતે, (ભવ્ય) જીવો અજર અને અમર (એવા મોક્ષરૂપ) સ્થાનને નિર્વિઘ્ને પામે છે—૪

इति संस्तुत महायश ! भक्तिभरनिर्भरेण हृदयेन
**इअ संथुअ महायस, भत्तिब्भरनिब्भरेण हियएण।**
આ રીતે સ્તુતિ કરાયેલી હે મહાયશસ્વી! ભક્તિના સમૂહથી પરિપૂર્ણ હૃદયથી

तत देव! देहि बोधिं भवे भवे पार्श्वजिनचन्द्र!
**ता देव! दिज्ज बोहिं, भवे भवे पासजिणचंद! ॥ ५ ॥**
તે માટે દેવ! આપ બોધિ ભવને વિષે ભવને વિષે હે પાર્શ્વ જિનચંદ્ર!

અર્થ—આ પ્રમાણે હે મહાયશસ્વી (પ્રભુ)! ભક્તિના સમૂહથી પરિપૂર્ણ હૃદયથી (આપની) સ્તુતિ કરી છે માટે હે પાર્શ્વ જિનચંદ્ર દેવ! તમે (મને) ભવોભવને વિષે બોધિ આપો—૫

---

# प्रार्थनासूत्र



जय वीतराग! जगद्गुरो!
जय वीयराय! जगगुरु!
જય હો હે વીતરાગ! હે જગતના ગુરુ!
भवतु मम तव प्रभावत भगवन्!
होउ मम तुह पभावओ भयवं!।
હો મને તારા પ્રભાવથી હે ભગવન્!
भवनिर्वेद मार्गा-
भवनिव्वेओ मग्गा-
સંસારથી વૈરાગ્ય માર્ગા
नुसारिता इष्टफलसिद्धि
णुसारिया इट्ठफलसिद्धी ॥ १ ॥
નુસારિતા ઇષ્ટ ફળની સિદ્ધિ

અર્થ—હે વીતરાગ! હે જગતના ગુરુ! (તારો) જય હો હે ભગવન! મને તારા પ્રભાવથી સંસારથી વૈરાગ્ય, માર્ગાનુસારિતા (અને) (શુદ્ધ આત્મધર્મરૂપ) ઇષ્ટ ફળની સિદ્ધિ હોજો—૧

लोकविरुद्धत्याग गुरुजनपूजा परार्थकरणं च
लोगविरुद्धच्चाओ गुरुजणपूआ परत्थकरणं च।
લોકવિરુદ્ધનો ત્યાગ મોટા જનોની પૂજા પરોપકારની પ્રવૃત્તિ અને
शुभगुरुयोग तद्वचनसेवना आभवम् अखण्डा।
सुहगुरुजोगो तव्वयणसेवणा आभवमखण्डा ॥ २ ॥
સારા ગુરુનો યોગ તેમના વચનની સેવા ભવ સુધી અખંડિત

અર્થ—લોકવિરુદ્ધ (વ્યવહાર)નો ત્યાગ, (માતાપિતા વગેરે) ગુરુજનની પૂજા, પરોપકારની પ્રવૃત્તિ, સારા ગુરુનો યોગ તેમજ તેમના વચનની સેવા (એ સર્વે જ્યાં સુધી મારે) ભવ (કરવા પડે ત્યાં) સુધી (એટલે કે મોક્ષની પ્રાપ્તિ સુધી) અખંડિત હોજો—૨

---

# कल्लाणकंदं स्तुति

कल्याणकन्द प्रथम जिनेन्द्र
**कल्लाणकंदं पढमं जिणिंदं**
કલ્યાણના મૂળ પ્રથમ જિનેન્દ્રને

शान्ति तत' नेमिजिन मुनीन्द्रम्
**संतिं तओ नेमिजिणं मुणिंदं ।**
શાંતિને ત્યાર પછી નેમિ જિનને મુનિના ઇન્દ્ર

पार्श्व प्रकाशक सुगुणैकस्थान
**पासं पयासं सुगुणिक्कठाणं**
પાર્શ્વને પ્રકાશ કરનારા સારા ગુણોના અદ્વિતીય સ્થાન

भक्त्या वन्दे श्रीवर्द्धमानम्
**भत्तीइ वंदे सिरिवद्धमाणं ॥ १ ॥**
ભક્તિ વડે વાંદુ છું શ્રીવર્દ્ધમાનને

અર્થ—કલ્યાણના મૂળ એવા પ્રથમ જિનેન્દ્ર (ઋષભનાથ)ને, શાંતિ(નાથ)ને તથા ત્યાર બાદ મુનિઓના ઇન્દ્ર નેમિ જિનને, (જ્ઞાનનો) પ્રકાશ કરનારા (અને) સારા ગુણોના અદ્વિતીય સ્થાનરૂપ પાર્શ્વ(નાથ)ને (તથા) શ્રીવર્દ્ધમાન(સ્વામી)ને હું ભક્તિથી વાંદુ છું—1

अपारसंसारसमुद्रपार
**अपारसंसारसमुद्दपारं**
અપાર સંસારરૂપ સમુદ્રના પારને

प्राप्ता शिव ददतु शुच्येकसारम्
**पत्ता सिवं दितु सुइक्कसारं ।**
પામેલા મોક્ષ આપો પવિત્ર વસ્તુને વિષે
અદ્વિતીય સારરૂપ

सर्वे जिनेन्द्रा सुरवृन्दवन्द्याः
**सव्वे जिणिंदा सुर [illegible]**
સર્વે જિનેન્દ્રો દેવોના સમૂ[illegible]

कल्याणवल्लीना विशालकन्दा

**कल्लाणवल्लीण विसालकंदा ॥ ७ ॥**

કલ્યાણરૂપ લતાઓના વિશાળ મૂળ

અર્થ—અપાર સંસારરૂપ સમુદ્રના પારને પામેલા (તથા) દેવોના સમૂહને વંદનીય (અને) કલ્યાણરૂપ લતાઓના વિશાળ મૂળરૂપ એવા સર્વ જિનેન્દ્રો, (સર્વ) પવિત્ર વસ્તુઓને વિષે અદ્વિતીય સારરૂપ એવો મોક્ષ (મને) આપો—૨

निर्वाणमार्गे वरयानकल्प

**निव्वाणमग्गे वरजाणकप्प**

મોક્ષને માર્ગે ઉત્તમ વાહનના સમાન

प्रणाशिताशेषकुवादिदर्पम्

**पणासियासेसकुवाइदप्प ।**

વિનાશ કર્યો છે સર્વ કુવાદીઓના અહંકારનો જેણે એવા

मत जिनाना शरण बुधाना

**मय जिणाण सरण बुहाण**

મતને તીર્થંકરોના શરણું પંડિતોના

नमामि नित्य त्रिजगत्प्रधानम्

**नमामि निच्च तिजगप्पहाण ॥ ३ ॥**

નમું છું સદા ત્રણ લોકને વિષે પ્રધાન

અર્થ—મોક્ષને માર્ગે (ગમન કરવામાં) ઉત્તમ વાહનના સમાન (અને) જેણે સર્વ કુવાદીઓના અહંકારનો વિનાશ કર્યો છે એવા, પંડિતોના શરણરૂપ (અને) ત્રણ લોકને વિષે પ્રધાન એવા તીર્થંકરોના મતને હું સદા નમું છું—૩

कुन्देन्दुगोक्षीरतुषारवर्णा

**कुंदिंदुगोक्खीरतुसारवन्ना**

મોગરો, ચંદ્ર, ગાયનું દૂધ અને બરફ એના જેવા વર્ણવાળી

सरोजहस्ता कमले निषण्णा

**सरोजहत्था कमले निसन्ना ।**

હાથમાં કમળ છે જેના એવી કમળમાં બે

वागीश्वरी     [1]पुस्तकव्यग्रहस्ता

**वाएसिरि   पुत्थयवग्गहत्था**

શ્રુતદેવી   પુસ્તક વડે વ્યગ્ર હાથવાળી

सुखाय   सा   न     सदा   प्रशस्ता

**सुहाय सा अम्ह सया पसत्था ॥ ४ ॥**

સુખને માટે તે   અમને   સદા   પ્રશસ્ત

અર્થ—મોગરો, ચદ્ર, ગાયનુ દૂધ (અને) બરફ એ (ચારે)ના જેવા વર્ણવાળી, હાથમા કમળવાળી, કમળમા બેઠેલી, પુસ્તક વડે જેનો હાથ વ્યગ્ર છે એવી (અથવા જેના હાથમા પુસ્તકનો સમૂહ છે એવી) તથા પ્રશસ્ત એવી શ્રુતદેવી અમને સદા સુખને માટે થાઓ—૪

---

[1] पुस्तकवर्गहस्ता એમ પણ છાયા થઈ શકે. અને તેમ હોય ત્યારે એનો અર્થ 'પુસ્તકોનો સમૂહ છે હાથમા જેના એવી' એવો થાય.

कल्याणवल्लीना विशालकन्दा'

**कल्लाणवल्लीण विसालकंदा ॥ २ ॥**

કલ્યાણરૂપ વનાઓના વિશાળ મૂળ

**અર્થ**—અપાર સંસારરૂપ સમુદ્રના પારને પામેલા (તથા) દેવોના સમુ વદનીય (અને) કલ્યાણરૂપ લતાઓના વિશાળ મૂળરૂપ એવા સર્વ જિનેન્ (સર્વ) પવિત્ર વસ્તુઓને વિષે અદ્વિતીય સારરૂપ એવો મોક્ષ (મને) આપો.

निर्वाणमार्गे वरयानकल्प

**निवाणमग्गे वरजाणकप्प**

મોક્ષને માર્ગે ઉત્તમ વાહનના સમાન

प्रणाशिताशेषकुवादिदर्पम्

**पणासियासेसकुवाइदप्प ।**

વિનાશ કર્યો છે સર્વ કુવાદીઓના અહંકારનો જેણે એવા

मत जिनाना शरण बुधाना

**मय जिणाण सरण बुहाण**

મતને તીર્થંકરોના શરણ પંડિતોના

नमामि नित्य त्रिजगत्प्रधानम्

**नमामि निच्च तिजगप्पहाण ॥ ३ ॥**

નમુ છુ સદા ત્રણ લોકને વિષે પ્રધાન

**અર્થ**—મોક્ષને માર્ગ (ગમન કરવામા) ઉત્તમ વાહનના સમાન (અને) જેણે સર્વ કુવાદીઓના અહંકારનો વિનાશ કર્યો છે એવા, પંડિતોના શરણરૂપ (અને) ત્રણ લોકને વિષે પ્રધાન એવા તીર્થંકરોના મતને હુ સદા નમુ છુ—૩

कुन्देन्दुगोक्षीरतुषारवर्णा

**कुंदिंदुगोक्खीरतुसारवन्ना**

મોગરો, ચદ્ર ગાયનુ દૂધ અને બરફ એના જેવા વર્ણવાળી

सरोजहस्ता कमले निषण्णा

**सरोजहत्था कमले निसन्ना ।**

હાથમા કમળ છે જેના એવી કમળમા બે

અર્થ—જિનવરમા ઉત્તમ એવા વર્ધમાન(સ્વામી)ને (કરેલો) એક પણ (નમસ્કાર) પુરુષને, વળી સ્રીને અથવા (કૃત્રિમ નપુસકને) પણ સસારરૂપ સમુદ્રથી તારે છે–૩

उज्जयन्तशैलशिखरे दीक्षा ज्ञान नैषेधिकी यस्य
**उज्जिंतसेलसिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।**
ઉજ્જયત પર્વતના શિખર પર દીક્ષા જ્ઞાન મોક્ષ જેના

त धर्मचक्रवर्तिनम् अरिष्टनेमिं नमस्यामि
**तं धम्मचक्कवट्टिं, अरिट्ठनेमिं नमंसामि ॥ ४ ॥**
ત ધર્મચક્રવર્તી અરિષ્ટનેમિને નમુ છુ

અર્થ—ઉજ્જયત પર્વતના શિખર પર જેમના દીક્ષા, જ્ઞાન અને મોક્ષ (એમ ત્રણ કલ્યાણક) થયા છે તે ધર્મચક્રવર્તી અરિષ્ટનેમિને હુ નમુ છુ–૪

चत्वार अष्ट दश द्वौ च वन्दिता जिनवरा चतुर्विंशति
**चत्तारि अट्ठ दस दो, अ वंदिआ जिणवरा चउव्वीसं ।**
ચાર આઠ દસ બે અને વદાયેલા જિનવરો ચોવીસ

परमार्थनिष्ठितार्था सिद्धा सिद्धिं मम दिशन्तु
**परमट्ठनिट्ठिअट्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ५ ॥**
પરમાર્થથી કૃતકૃત્ય થયેલા સિદ્ધ મોક્ષને મને આપો

અર્થ—ચાર, આઠ, દસ અને બે (એમ કુલે) ચોવીસ જિનવરો કે જેઓ (ઇદ્રાદિ વડે) વદાયેલા છે, જેઓ પરમાર્થથી કૃતકૃત્ય થયા છે તેમજ જેઓ સિદ્ધ થયા છે, તેઓ મને મોક્ષ આપો–૫

# सिद्धस्तवसूत्र

सिद्धेभ्य बुद्धेभ्य पारगतेभ्य परम्परागतेभ्य
**सिद्धाण बुद्धाण, पारगयाण परपरगयाण ।**
સિદ્ધ થયેલાને બુદ્ધ થયેલાને પાર પામેલાને પરંપરાથી પામેલાને

लोकाग्रम् उपगतेभ्य नम सदा सर्वसिद्धेभ्य
**लोअग्गमुवगयाण, नमो सया सवसिद्धाण ॥ १ ॥**
લોકના અગ્ર ભાગને પામેલાને નમસ્કાર નિરતર સર્વ સિદ્ધ ભગવતોને

અર્થ—સિદ્ધ થયેલા, બુદ્ધ થયેલા, (સસારરૂપ સમુદ્રના) પાર પામેલા, પરપરાથી (અર્થાત્ આત્મિક વિકાસના ક્રમે મોક્ષ) પહોંચેલા તેમજ લોકના અગ્ર ભાગને પામેલા એવા સર્વ સિદ્ધોને સદા (મારો) નમસ્કાર (હો)—૧

यो देवानाम् अपि देव य देवा प्राञ्जलय नमस्यन्ति
**जो देवाण वि देवो, ज देवा पजली नमंसति ।**
જે દેવોના પણ દેવ જેને દેવો અજલિપૂર્વક નમે છે

त देवदेवमहित शिरसा वन्दे महावीरम्
**त देवदेवमहिअ, सिरसा वंदे महावीर ॥ २ ॥**
તે દેવના દેવથી પૂજાયેલા મસ્તક વડે વાદુ છુ મહાવીરને

અર્થ—જેઓ દેવોના પણ દેવ છે, જેમને દેવતાઓ હાથ જોડીને નમે છે, તેમજ જેઓ દેવોના દેવ (અર્થાત્ ઇન્દ્ર)થી પૂજાયેલા છે તે મહાવીર(સ્વામી)ને મસ્તક વડે હુ વાદુ છુ—૨

एक अपि नमस्कार जिनवरवृषभस्य वर्धमानस्य
**इक्को वि नमुकारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।**
એક પણ નમસ્કાર જિનવરમા ઉત્તમ વર્ધમાનને

ससारसागरात् तारयति नर वा नारीं वा
**ससारसागराओ, तारेइ नर व नारि वा ॥ ३ ॥**
સસારરૂપ સમુદ્રથી તારે છે પુરુષને વળી સ્ત્રીને અથવા

અર્થ—જિનવરમા ઉત્તમ એવા વર્ધમાન(સ્વામી)ને (કરાયેલો) એક પણ નમસ્કાર, પુરુષને, વળી સ્રીને અથવા (કૃત્રિમ નપુસકને) પણ સસાગરૂપ સમુદ્રથી તારે છે–૩

उज्जयन्तशैलशिखरे दीक्षा ज्ञान नैषेधिकी यस्य

**उज्जिंतसेलसिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।**

ઉજ્જયંત પર્વતના શિખર પર દીક્ષા જ્ઞાન મોક્ષ જેના

तं धर्मचक्रवर्तिनम् अरिष्टनेमिं नमस्यामि

**तं धम्मचक्कवट्टिं, अरिट्ठनेमिं नमंसामि ॥ ४ ॥**

તે ધર્મચક્રવર્તી અરિષ્ટનેમિને નમુ છુ

અર્થ—ઉજ્જયંત પર્વતના શિખર પર જેમના દીક્ષા, જ્ઞાન અને મોક્ષ (એમ ત્રણ કલ્યાણક) થયા છે તે ધર્મચક્રવર્તી અરિષ્ટનેમિને હુ નમુ છુ–૪

चत्वार अष्ट दश द्वौ च वन्दिता जिनवरा चतुर्विंशति

**चत्तारि अट्ठ दस दो, अ वंदिआ जिणवरा चउव्वीसं ।**

ચાર આઠ દસ બે અને વદાયેલા જિનવરો ચોવીસ

परमार्थनिष्ठितार्था सिद्धा सिद्धिं मम दिशन्तु

**परमट्ठनिट्ठिअट्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ५ ॥**

પરમાર્થથી કૃતકૃત્ય થયેલા સિદ્ધ મોક્ષને મને આપો

અર્થ—ચાર, આઠ, દસ અને બે (એમ કુલ) ચોવીસ જિનવરો કે જેઓ (ઇન્દ્રાદિ વડે) વદાયેલા છે, જેઓ પરમાર્થથી કૃતકૃત્ય થયા છે તેમજ જેઓ સિદ્ધ થયા છે, તેઓ મને મોક્ષ આપો–૫

---

# सिद्धस्तवसूत्र

सिद्धेभ्य बुद्धेभ्य पारगतेभ्य परम्परागतेभ्य

**सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपरगयाणं ।**

સિદ્ધ થયેલાને બુદ્ધ થયેલાને પાર પામેલાને પરંપરાથી પામેલાને

लोकाग्रम् उपगतेभ्य नमः सदा सर्वसिद्धेभ्य

**लोअग्गमुवगयाणं, नमो सया सव्वसिद्धाणं ॥ १ ॥**

લોકના અગ્ર ભાગને પામેલાને નમસ્કાર નિરંતર સર્વ સિદ્ધ ભગવતોને

અર્થ—સિદ્ધ થયેલા, બુદ્ધ થયેલા, (સંસારરૂપ સમુદ્રના) પાર પામેલા, પરંપરાથી (અર્થાત્ આત્મિક વિકાસના ક્રમે મોક્ષે) પહોંચેલા તેમજ લોકના અગ્ર ભાગને પામેલા એવા સર્વ સિદ્ધોને સદા (મારો) નમસ્કાર (હો)–૧

यो देवानाम् अपि देव य देवा प्राञ्जलय नमस्यन्ति

**जो देवाण वि देवो, जं देवा पंजली नमंसंति ।**

જે દેવોના પણ દેવ જેને દેવો અંજલિપૂર્વક નમે છે

त देवदेवमहित शिरसा वन्दे महावीरम्

**तं देवदेवमहिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥**

તે દેવના દેવથી પૂજાયેલા મસ્તક વડે વાંદુ છું મહાવીરને

અર્થ—જેઓ દેવોના પણ દેવ છે, જેમને દેવતાઓ હાથ જોડીને નમે છે, તેમજ જેઓ દેવોના દેવ (અર્થાત્ ઇન્દ્ર)થી પૂજાયેલા છે તે મહાવીર(સ્વામી)ને મસ્તક વડે હું વાંદુ છું–૨

एक अपि नमस्कार जिनवरवृषभस्य वर्धमानस्य

**इक्को वि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।**

એક પણ નમસ્કાર જિનવરમાં ઉત્તમ વર્ધમાનને

ससारसागरात् तारयति नर वा नारीं वा

**[illegible], तारेइ नरं व नारिं वा ॥ ३ ॥**

- સમુદ્રથી તારે છે પુરુષને વળી સ્ત્રીને અથવા

અર્થ—જિનવરમા ઉત્તમ એવા વર્ધમાન(સ્વામી)ને (કરાયેલો) એક પણ નમસ્કાર, પુરુષને, વળી સ્ત્રીને અથવા (કૃત્રિમ નપુસકને) પણ સસારરૂપ સમુદ્રથી તારે છે–૩

उज्जयन्तशैलशिखरे दीक्षा ज्ञान नैषेधिकी यस्य
**उज्जितसेलसिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।**
ઉજ્જયત પર્વતના શિખર પર દીક્ષા જ્ઞાન મોક્ષ જેના

त धर्मचक्रवर्तिनम् अरिष्टनेमिं नमस्यामि
**तं धम्मचक्कवट्टिं, अरिट्ठनेमिं नमंसामि ॥ ४ ॥**
તે ધર્મચક્રવર્તી અરિષ્ટનેમિને નમુ છુ

અર્થ—ઉજ્જયત પર્વતના શિખર પર જેમના દીક્ષા, જ્ઞાન અને મોક્ષ (એમ ત્રણ કલ્યાણક) થયા છે તે ધર્મચક્રવર્તી અરિષ્ટનેમિને હુ નમુ છુ–૪

चत्वार अष्ट दश द्वौ च वन्दिता जिनवरा चतुर्विंशति
**चत्तारि अट्ठ दस दो, अ वंदिआ जिणवरा चउव्वीसं ।**
ચાર આઠ દસ બે અને વદાયેલા જિનવરો ચોવીસ

परमार्थनिष्ठितार्था सिद्धा सिद्धिं मम दिशन्तु
**परमट्ठनिट्ठिअट्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ५ ॥**
પરમાર્થથી કૃતકૃત્ય થયેલા સિદ્ધ મોક્ષને મને આપો

અર્થ—ચાર, આઠ, દસ અને બે (એમ કુલે) ચોવીસ જિનવરો કે જેઓ (ઇદ્રાદિ વડે) વદાયેલા છે, જેઓ પરમાર્થથી કૃતકૃત્ય થયા છે તેમજ જેઓ સિદ્ધ થયા છે, તેઓ મને મોક્ષ આપો–૫

---

# आयरिय उवज्झाए सूत्र

आचार्ये उपाध्याये शिष्ये साधर्मिके कुले गणे च
**आयरिय उवज्झाए, सीसे साहम्मिए कुल गणे अ**
આચાર્ય ઉપાધ્યાય શિષ્ય સાધર્મિક કુળ ગણ અને
ये मया केचित् कषाया सर्वान् त्रिविधेन क्षमयामि
**जे मे केइ कसाया, सव्वे तिविहेण खामेमि ॥ १ ॥**
જે મેં કોઈ કષાય સર્વને ત્રણ પ્રકારે ક્ષમા યાચું છું

અર્થ—આચાર્ય, ઉપાધ્યાય, શિષ્ય, સાધર્મિક, કુળ અને ગણ ઉપર જે કોઈ પણ પ્રકારના કષાયો (મેં કર્યા) હોય તે સર્વેની હું ત્રણ પ્રકારે ક્ષમા યાચું છું–૧

सर्वस्य श्रमणसङ्घस्य भगवत अञ्जलिं कृत्वा शीर्षे
**सव्वस्स समणसंघस्स, भगवओ अंजलि करिअ सीसे ।**
સર્વ શ્રમણસંઘ પ્રભુના અંજલિ કરીને મસ્તકે
सर्वं क्षमयित्वा क्षाम्यामि सर्वस्य अहकम् अपि
**सव्व खमावइत्ता, खमामि सव्वस्स अहयं पि ॥ २ ॥**
સર્વને માફ કરાવીને માફ કરું છું સર્વના હું પણ

અર્થ—સર્વ શ્રમણસંઘરૂપ પ્રભુના (મેં કરેલા) સર્વ અપરાધને, મસ્તકની ઉપર અંજલિ કરીને (એટલે કે બે હાથ જોડીને તેમની પાસે એ) માફ કરાવીને તે સર્વેના (કરેલા) અપરાધને હું પણ માફ કરું છું–૨

सर्वस्य जीवराशे भावत धर्मनिहितनिजचित्त
**सव्वस्स जीवरासिस्स, भावओ धम्मनिहिअनियचित्तो ।**
સર્વ જીવોના સમૂહનો ભાવથી ધર્મને વિષે સ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો
सर्वं क्षमयित्वा क्षाम्यामि सर्वस्य अहकम् अपि
**सव्व खमावइत्ता, खमामि सव्वस्स अहयं पि ॥ ३ ॥**
સર્વને માફ કરાવીને માફ કરું છું સર્વના હું પણ

અર્થ—જેણે ધર્મને વિષે પોતાનું ચિત્ત ભાવથી સ્થાપ્યું છે એવો હું સર્વ જીવોના સમૂહના (મેં કરેલા અપરાધ માટે) એ સર્વ (તેમની પાસે) માફ કરાવીને હું પણ એ સર્વેના અપરાધને માફ કરું છું–૩

---